# પ્રકાશકનું નિવેદન

જ્ઞાનના પ્રચારમાં, સાહિત્યના સર્જનમાં, તીર્થોના ઉદ્ધારમાં અને નશાસનની પ્રભાવનામાં પોતાના જીવનની આહુતિ આપનાર સ્વ૦ ગુરુદેવ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય **શ્રીવિજયધર્મસૂરિજી** મહારાજનો મુદાય પણ, તેઓશ્રીનાજ પગલે ચાલી સાહિત્યની સેવામાં જે ભોગ ળો આપી રહ્યો છે, એ કોઈથી અજાણ્યું નથી એ સ્વ૦ ગુરુદેવના શિષ્ય અને શાન્તમૂર્તિ વિદ્વાન્ મુનિમહારાજ **શ્રી જયન્તવિજયજીના** ષ્ય, ગુરુભક્તિપરાયણ મુનિરાજ **શ્રીવિશાળવિજયજીના,** થોડા ખત પહેલાં બહાર પડેલા ત્રણ ગ્રંથોની પછી આ પાંચમો ભાગ હાર પાડતાં અમને ખરેખર આનંદ થાય છે

તેમના ધર્મપત્ની શ્રીમતી ચંપા બ્હેને આપવાની ઉદારતા કરી ખરેખર શ્રીજિનેશ્વર ભગવાનની ભક્તિનો અને જ્ઞાન પ્રચારનો લાભ મેળવવા સાથે અન્ય ભક્તજનોને અનુકરણ કરવાનો દાખલો બેસાડ્યો છે

ઉક્ત શ્રીમતી ચંપા બ્હેનની આર્થિક સહાયથી આ પાંચમો ભાગ પ્રગટ કરવાને અમો સમર્થ થયા છીએ, તે માટે અમો તેમના આભારી છીએ

શ્રીમહોદય-પ્રેસ-ભાવનગરના માલીક શ્રીયુત ગુલાબચંદ લલ્લુભાઇ શાહે, આ પુસ્તકને પ્રેસકળાની દૃષ્ટિએ સુંદર બનાવવામાં અને જલ્દી તૈયાર કરી આપવામાં જે લાગણી અને કાળજી બતાવી છે, તે માટે અમે તેમના આભારી છીએ

ગુરુદેવ ! બાકી રહી ગયેલો ચોથો ભાગ જલ્દી બહાર પાડવાનું અને બીજું પણ સસ્તું તેમજ ઉપયોગી સાહિત્ય સારા પ્રમાણમાં બહાર પાડવાનું સામર્થ્ય અમોને અર્પો એમ ઇચ્છી વીરમીએ છીએ

મંત્રી —

શ્રી વિ૦ ધ૦ સૂ૦ જૈન ગ્રંથમાળા–ઉજ્જૈન.

यक्षराट् माणिभद्रो विजयतेतराम् ॥




શાન્તમૂર્ત્તિ ઇતિહાસ પ્રેમી

ગુરુવર્ય

શ્રી જયન્તવિજયજી મહારાજ

ને

જેણે બનાવી મુજ જીદગી જે,
પહાડના પત્થરને ઘડી ઘડી;
જેની કૃપાએ મૂકુ આ પ્રકાશે,
તેને સમર્પું મુજ ગ્રન્થ-પાદડી

વિનેય

વિશાળવિજય.

## सांकेतिक शब्दोंनी सूचना

अ०—अध्याय

अभि० चिन्ता०—अभिधान-चिन्तामणि

अयोगव्यव०—अयोगव्यव-च्छेदकद्वात्रिंशिका

आग० स०—आगमोदयसमिति

उप० तरं०—उपदेशतरङ्गिणी

जिनश०—जिनशतक

त्रि० श० पु० च०—त्रिषष्टि शलाका पुरुष चरित्र

देवाधि० कां०—देवाधिदेव-काण्ड

दे० ला०—देवचंद लालभाई

द्वा०; द्वात्रिं०—द्वात्रिंशिका

धर्मकल्प०—धर्मकल्पद्रुम

परमात्मपं०—परमात्मपञ्च-विंशतिका

परिच्छे०—परिच्छेद

पार्श्व० च०—पार्श्वनाथचरित्र

पृ०—पृष्ठ

प्र०—प्रकरण

प्र० स०—प्रसारक सभा

महावीरच०—महावीरचरित्र

य० वि० ग्रं०—यशोविजय ग्रन्थमाला

रत्नाकरपं०—रत्नाकरपञ्च-विंशतिका

शिवपु०—शिवपुराण

श्रीशं०—श्रीमच्छंकर

श्लो०—श्लोक

स०—सर्ग

सिं० ग्र०—सिंघी ग्रन्थमाला

ही० हं०—हीरालाल हंसराज



# કિંચિદ્ વક્તવ્ય

લગભગ વીસેક વર્ષ પહેલાની વાત છે. સંસ્કૃત કાવ્ય-ગ્રન્થો અને ચરિત્ર-ગ્રન્થોનો અભ્યાસ અને વાચન કરતા 'ભવિષ્યમાં વ્યાખ્યાનાદિ પ્રસંગે કામમાં આવશે' એ ઇરાદાથી કેવળ મારાજ ઉપયોગને માટે નોંધી લેવાતો 'શ્લોક-સંગ્રહ' આમ બીજાઓના પણ ઉપયોગ માટે પુસ્તકાકારે બહાર પડશે, એવી સ્વપ્નમાં યે મે આશા નહિ રાખેલી, દશેક વર્ષના મારા વાચનમાંથી આવા હજારેક શ્લોકોનો સંગ્રહ મારી પાસે થયો એ સંગ્રહને જોનાર પૈકીના ઘણા શુભેચ્છકોની એ ભલામણે વધારે સંગ્રહ કરવા તરફ મને ઉત્સાહિત કર્યો કે—"આવો સંગ્રહ જો પુસ્તકાકારે બહાર પડે તો તે ઘણા ઉપદેશકો, ઉપદેશકો જ નહિ; પરન્તુ સામાન્ય વર્ગને પણ ઉપકારી થાય." પરિણામે અભિનવ ગ્રન્થોનુ વાચન અને તેમાંથી સુંદર લાગતા સુભાષિતોનો સંગ્રહ હુ કરતો જ ગયો. મારા આ સંગ્રહમાં લગભગ ચારેક હજાર શ્લોકોનો સંગ્રહ, કે જેમાં પ્રાકૃત ગાથાઓનો પણ સમાવેશ થાય છે, થતા તેને છપાવવા માટે તૈયારી કરી કે જેના ફળસ્વરૂપ તેના ત્રણ ભાગો જનતાની સમક્ષ મૂકવા હુ ભાગ્યશાળી થયો છું, અને ચોથો ભાગ પ્રેસમા છે જે દીવાળી લગભગમા બનતા સુધી પ્રગટ થઇ જશે.

આ ચાર ભાગોમા પ્રાકૃત ગાથાઓ જવલ્લેજ—કોઇ કોઇ વિષયમાં ખાસ જરૂર પડી ત્યાંજ આપવામા આવી છે. બાકીની પ્રાકૃત ગાથાઓનો એક પૃથક્ ભાગ બહાર પાડવાની ઇચ્છા હોવાથી તેને અલગ રાખવામા આવેલ છે. આ પ્રાકૃત ગાથાઓનો મોટો ભાગ જૈન ગ્રન્થોમાંથીજ લીધેલો છે

શ્લોકોનો પણ સંગ્રહ હું કરતો જતો હતો; પરન્તુ ઉપર કહેલા ચારે ભાગો જૈન-અજૈન સર્વ જનતાને ઉપયોગી હોય, કેવળ જૈનોને જ ઉપયોગી એવા આ શ્લોકોને તેમાં દાખલ ન કરતાં અલગજ રાખવામાં આવ્યા હતા.

મારો આ સંગ્રહ કરાંચીમાં ધર્મપ્રેમી સુશ્રાવક **મણિલાલ કાળીદાસ ધનાળા (હાલ. કરાંચી)** વાળાના જોવામાં આવતાં તેમણે આ સંગ્રહને છપાવી પ્રગટ કરાવવા માટે પ્રેરણા કરી. તેમની પ્રેરણાથી મારા ઉત્સાહની વૃદ્ધિ થતાં, તે કાર્ય હાથમાં લઇ, ઉક્ત સંગ્રહને સુભાષિત-પદ્ય-રત્નાકરના પાંચમા ભાગ તરીકે જનતા સમક્ષ રજુ કરવામાં આવે છે.

આ પાંચમો ભાગ જૈન જનતાને અને ખાસ કરીને જિન-તીર્થંકર ભગવાન્ સંબધી હકીકત જાણવાની ઇચ્છા રાખનારા અજૈન વિદ્વાનોને પણ ઉપયોગી થશે એમ અમારું માનવું છે.

આ પાંચમો ભાગ ખાસ કરીને કેવળ જૈનોને જ ઉપયોગી હોવાથી પ્રથમના ચારે ભાગોથી આને સાવ અલાયદો જ રાખવામાં આવ્યો છે અને તેથી જ આ પાચમા ભાગમા આવેલા શ્લોકોનો અકારાદિ અનુક્રમ તથા આમાં ઉપયોગમા લીધેલા ગ્રંથોનાં નામો વગેરે ચોથા ભાગમાં બધાની સાથે નહિ આપતાં આ પાંચમા ભાગમાં જુદું આપવામા આવ્યું છે.

સાથે સાથે જિનેશ્વર ભગવાનની સ્તુતિના સંસ્કૃત ઉત્તમ પદ્યો, સંક્ષેપમાં જિન પૂજા વિધિ, જિન મૂર્તિઓના પરિકરમા શું શું વસ્તુઓ હોય છે. વગેરે બાબતોની સંક્ષિપ્ત હકીકત પણ આ પુસ્તકમાથી મળી આવશે. આ મારું લઘુ પુસ્તક જો સમાજને ઉપયોગી થશે અને સમાજ તેને અપનાવશે તો હું મારો શ્રમ સફળ થયો માનીશ.

તીર્થંકર ભગવાનની હકીકત અને મૂર્ત્તિ રચના વિધાન વગેરે **સમવાયાંગસૂત્ર, ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર, અભિધાનચિંતામણિ, સપ્તતિશતજિનસ્થાનક, નિર્વાણકલિકા, અપરાજિતવાસ્તુશાસ્ત્ર, રાજવલ્લભીય વાસ્તુગ્રંથ, આચારદિનકર** વગેરે ગ્રન્થોમાં આવે છે,

માત્ર આ પુસ્તકની ઉત્પત્તિ અને આમા આપેલ વસ્તુઓના સંગ્રહમાં જે કંઇ બે બાબતો કહેવાની હતી તે કહી છે સુભાષિત સંબંધી ખાસ ઉપોદ્ઘાત આના ચોથા ભાગમાં આપવાનો હોવાથી અહીં આપેલ નથી

આ પ્રસંગે મારા તે બે મહાન્ ઉપકારીઓના ઉપકારને પ્રગટવો નહીં ભૂલુ, કે જેઓની અસીમ કૃપા અને અમીદ્દષ્ટિએ મારા જેવા અજ્ઞાની તેમજ જડ બુદ્ધિવાળા જીવને ચૈતન્ય અર્પ્યું છે, અને મારા જીવનની નાવને તારી મને ઋણી બનાવ્યો છે તેઓ છે મારા દાદા ગુરુ જગત્પૂજ્ય, શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ અને મારા ગુરુવર્ય શાંતમૂર્તિ મુનિરાજ શ્રી જયંતવિજયજી મહારાજ મારા ગુરુએ આ ગ્રંથને સુંદર પદ્ધતિસર અને શુદ્ધ બનાવી આપવા માટે શ્રમ સેવ્યો છે, એ બદલ પણ હુ તેઓશ્રીનો અત્યંત ઋણી છું.

વિષયો અને પેટા વિષયોની ચૂંટણી કરવામાં તેમજ પ્રુફો વગેરે તપાસવામાં દહેગામ નિવાસી વ્યાકરણતીર્થ પંડિત અંબાલાલ પ્રેમચંદ શાહે આપેલા યોગ બદલ તેમને ધન્યવાદ આપવો ભૂલીશ નહીં

ઉપર્યુક્ત બન્ને ગુરુદેવોની અસીમ કૃપા મારો બાકીનો ચોથો ભાગ અને પ્રાકૃત ગાથાઓનો સંગ્રહ જલ્દી બહાર પાડવાનું સામર્થ્ય અર્પે, એ અંતરની અભિલાષાપૂર્વક વિરમુ છું

| | |
|---|---|
| જૈન ઉપાશ્રય,<br>કરાચી<br>કાર્તિક શુદ ૧૫<br>વી સં ૨૪૬૫ ધર્મ સં ૧૭ | ધર્મ–જયન્તોપાસક<br>મુનિ વિશાળવિજય. |





અમદાવાદનિવાસી

મહૂ'મ ચ'દુલાલભાઇ હીરાચ'દ શાહ.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ-ભાવનગર.

## મર્હુમ શેઠ ચંદુલાલ હીરાચંદની ટૂંકી

## — જીવનરેખા —

ગુજરાતના પાટનગર અમદાવાદનો ભૂતકાળ ભવ્ય છે. હિન્દુત્વની મૂર્તિમંત ભાવના સમા પાટણની રમ્યતા અને સમૃદ્ધિ, વાઘેલાવંશી છેલ્લા કરણદેવના અન્ત પછી બાદશાહ ઔરંગઝેબના સુબાઓના હાથે ચૂંથાઈ ગઈ. આશાવલ નામના એક ગામડા ઉપર બાદશાહ અહમદશાહની કૃપા વરસતાથી મુસ્લિમ ભાવનાનું કેન્દ્ર અમદાવાદ સં. ૧૪૬૯ માં વસ્યું. આજે પણ મીલ ઉદ્યોગના મોટા મથક યુરોપના લેંકેશાયર જેવી જ હિન્દની ભવ્યતા સાચવતું આ શહેર ગૌરવવંતુ ઉભું છે.

આજે એ રાજનગરના નામે પણ ઓળખાય છે. આ રાજનગરમાં છેલ્લા દોઢસો વર્ષથી 'કડા' નામના ગામથી દલીચંદ ભવાનનું કુટુમ્બ આવીને વસેલું છે. કુતાશાની પોળમાં દલીચંદ ભવાનની ખડકી પણ આ કુટુમ્બના નામેજ પ્રસિદ્ધ છે.

**વડ ઓસવાલ ગુમાનચંદ સુત, શાસન રાગ સવાયો,**
**ગુરુભક્તિ શા ભવાનચંદ નિત્ય, અનુમોદન ફળ પાયો.**

(ચોસઠ પ્રકારી પૂજા, કળશ)

## पांचमा भागनी
# विषयानुक्रमणिका

પિતાનું થોડે અંતરે અવસાન થયું. અને બાળક ચંદુલાલ ઉપર શોકની અમાવાસ્યા ફરી વળી. મા-બાપ વિનાનો ત્રણ વર્ષનો બાળક સગાંને હાથે ઉછર્યો અને યોગ્ય વયે કેળવણી લેવાની પણ શરૂઆત કરી.

પોતાની બુદ્ધિ અને ખંતથી તેઓએ વિદ્યા સમ્પાદન કરી. ધાર્મિક ભાવના તો વારસાથી જ પ્રાપ્ત હતી, તેથી વડીલો પ્રત્યે સન્માન, પ્રભુ-દર્શન, ગુરુ-વિનય-સેવા, વગેરે ઊંચા સદ્‌ગુણો તેમનામાં નાની વયેજ ઝળકી ઊઠયા.

યોગ્ય વય થતાં તેમનાં લગ્ન **ઓશવાળ** જ્ઞાતિના જાણીતા કુટુંબના **શેઠ દોલતચંદ ડાહ્યાભાઈ**ની પુત્રી બાઇ **ચમ્પા** સાથે કરવામાં આવ્યાં.

જીવનમાં તેમણે અનેક જાતની પરિસ્થિતિનો અનુભવ કર્યો હતો. આર્થિક સ્થિતિના ભરતી-ઓટના પ્રસંગો પણ તેમને અનુભવવા પડયા હતા. સુખ-દુઃખના પ્રસંગો વીતાવ્યા હતા. પરંતુ બાલ્યાવસ્થાથી તેમણે સંપાદન કરેલા આદર્શ શિક્ષણના પ્રભાવે જ તેઓ પોતાના કાર્ય પ્રદેશમાં દિન-પ્રતિદિન આગળ વધવા લાગ્યા.

તેઓ સ્વભાવે મિલનસાર-મળતાવડા તથા વિચારશીલ હતા. તેમનામાં ધાર્મિક પ્રેમ તથા કુટુમ્બ પ્રત્યેનું વાત્સલ્ય આદર્શ હતું. તેઓ બીજાને પોતાથી બની શકતી સહાય આપી આધારભૂત બનતા. સારા-નરસા પ્રસંગે તેઓ હમેશાં સર્વથી પ્રથમ આવીને કામ કરવા ઉભા રહેતા.

તેમનામાં ધાર્મિક-ભાવના, શાસન-પ્રેમ અને સમાજ પ્રત્યેની સહાનુભૂતિ અપૂર્વ હતી. તેમણે સં. ૧૯૬૧ માં **નરોડાનો** સંઘ કાઢયો હતો. *આચાર્ય શ્રીવિજયનીતિસૂરિજીના* પુણ્ય હસ્તે ચોસઠ-પ્રકારી-પૂજાનો અઠ્ઠાઇ મહોત્સવ તેમણે ઉજવ્યો હતો. **પાલીતાણામા** તળાટીપરના બાબુના દેરે રૂ. ૧૫૦૦) ખર્ચી ભમતીમાં એક દેરી લઇ તેમા ચાર પ્રતિમાજી તેમણે પધરાવ્યાં છે.

તેમને સગાંમાં એક ઓરમાન બ્હેન નામે **સમરતબ્હેન** હતાં. તેઓનાં

લગ્ન અહિંના જાણીતા શેઠ **છોટાલાલ સંઘવીને** ત્યાં કરવામાં આવ્યાં હતા, એક ઓરમાન ભાઇ હતો જે ત્રણ વર્ષનું ટૂંકું આયુષ્ય ભોગવી દેવલોક પામ્યો હતો.

સં. ૧૯૯૧ ના ભાદરવા શુદિ ૩ ના રોજ તેઓ એકાએક માંદગીના બિછાને પટકાઈ પડયા. થોડા દિવસની માદગીમાં તેઓ સં. ૧૯૯૧ ના આસો શુદ ૬ ના પ્રભાતે પાંચ વાગ્યે તદ્દન શાન્ત અને સારી સ્થિતિમાં સ્વર્ગવાસ પામ્યા

સ્વર્ગસ્થની પાછળ તેમના ધર્મપત્નીં બ્હેન **ચંપાએ** રૂા ૧૦૦૦૦ ) ની રકમ પુણ્યાર્થે ખચવા કાઢી છે, કે જે તેમની સ્થિતિના પ્રમાણમાં ઘણી મોટી રકમ કહેવાય.

સ્વર્ગસ્થને કઈ સંતાન નહીં હોવાથી તેમના કાકાના પુત્ર ભાઇ **ચીમનલાલ ગોકળદાસનો** નાનો પુત્ર જેની ઉંમર ચાર વર્ષની હતી, તેને ખોળે લેવાની ભાવનાએ પોતાને ઘેર લાવ્યા હતા, પરતુ તેઓની એકાએક માદગી જીવલેણ થવાથી છેવટ બ્હેન **ચંપાએ** એ **રજનીકાન્તને** પોતાનો વારસ બનાવ્યો છે

**ચંપા**–બ્હેન સ્વભાવે નમ્ર, સરળ અને ભાવુક બાઇ છે તેમની ધર્મ-ભાવના અને ઉદારતા પ્રશસનીય છે. તેઓ વ્રત, તપસ્યા, દાન વગેરેથી પોતાના આત્માને ઉજ્વળ બનાવી રહ્યા છે તેઓ પોતાના તેમજ તેમના પતિના કુટુમ્બને યશસ્વી બનાવવા સતત પ્રયત્નશીલ રહ્યા કરે છે, તેમની ઉદારતાભરી આર્થિક સહાયતાથી આ ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે, ગુરુદેવ ! તેમની ભાવનાને યશસ્વી અને દૃઢ બનાવે એમ ઇચ્છી અમે વિરમીએ છીએ

પ્રકાશક.



## जेमांथी श्लोको चूंटवामां आव्या छे ते ग्रन्थो अथवा ग्रन्थकारोनां नाम

१ अपराजितवास्तुशास्त्र
२ अभयदेवसूरि
३ अभिधानचिन्तामणि
४ अयोग्यव्यवच्छेद–द्वात्रिंशिका
५ अर्हत्स्तव ( समन्तभद्राचार्य)
६ उपदेशतरङ्गिणी
७ उपदेशसप्ततिका
८ कर्मचन्द्रप्रबन्ध
९ कल्पसूत्र ( सुबोधिका )
१० कल्याणमन्दिरस्तोत्र
११ कविचक्रवर्ति–देवीप्रसाद
१२ चतुर्विंशतिका
१३ जिनप्रभसूरि
१४ जिनशतक ( पद्मानन्दकवि )
१५ जैनपञ्चतन्त्र
१६ तत्त्वार्थाधिगमसूत्र
१७ त्रिषष्टिशलाकापुरुषचरित्र
१८ दीनाक्रन्दन–द्वात्रिंशिका
१९ द्वात्रिंशिका (हरिभद्रसूरि)
२० धर्मकल्पद्रुम
२१ धर्मबिन्दु
२२ धर्माभ्युदय–नाटक
२३ नयोपदेश
२४ न्यायकुसुमाञ्जलि
२५ परमात्मपञ्चविंशतिका
२६ परीक्षामुख
२७ पञ्चप्रतिक्रमण ( सकलार्हत् )
२८ पार्श्वनाथचरित्र
२९ प्रबन्धकोश
३० प्रबुद्धरौहिणेय–नाटक

३१ प्रमाणनयतत्त्वालोक
३२ भक्तामरस्तोत्र
३३ भागवत
३४ महाभारत
३५ योगवासिष्ठ
३६ योगशास्त्र
३७ योगसार
३८ रत्नाकरपञ्चविंशतिका
३९ लोकतत्त्वनिर्णय
४० वास्तुग्रन्थ (राजवल्लभ)
४१ वास्तुसार
४२ विवेकविलास
४३ वीतरागस्तोत्र
४४ वैराग्यशतक (पद्मानन्द-कवि)
४५ शान्तिनाथचरित्र
४६ *शिवपुराणसंहिता*
४७ श्राद्धविधि
४८ श्रीशङ्खेश्वरपार्श्वनाथस्तोत्र
४९ श्रीशत्रुञ्जयतीर्थस्तोत्र
५० समवसरणप्रकरण
५१ सप्ततिका
५२ सिद्धहेमशब्दानुशासन
५३ सिन्दूरप्रकर
५४ सुभाषितरत्नभाण्डागार
५५ सुभाषितरत्नसन्दोह
५६ सूक्तमुक्तावलि
५७ स्तुतिद्वात्रिंशिका (सिद्ध-सेन)
५८ हरिभद्रसूरि



सन्मार्गदर्शकं जीयाद् हेयज्ञेयत्वबोधकम् ।
आनन्दकन्दजीमूतं सदा सूक्तं मता मुखे ॥ १ ॥

॥ ॐ अर्हं नमः । ऐं नमः ॥

जगत्पूज्य-श्रीविजयधर्मसूरीश्वरेभ्यो नमो नमः ।

मुनिश्री-विशालविजयमहाराजसंगृहीतः

# सुभाषित-पद्य-रत्नाकरः

## (पञ्चमो भागः)

गूर्जरभाषाऽनुवादसहितः ।

---

### मङ्गलाचरणम् ।

॥ १ ॥

संस्नाप्य सङ्केश्वरपार्श्वज्ञान-
पद्माकरे देव-नराः विबोधम् !
जाड्याविलं तूर्णमपास्य यान्ति,
तं पार्श्वदेवप्रतिमा नमामि ॥

॥ २ ॥

विश्वातिगं यस्य निरुप्य रूपं,
परेश्वराखण्डगुणं वहन्ते ।
न तेऽनुकुर्वन्ति तदर्थमेते,
दुह्यन्ति तुभ्यं हि परं जिनेश ! ॥

॥ ३ ॥

स्वामिन् ! तथाप्यखिलमेव नास्ति,
रूपं त्वदीयं गुणवारिराशे ! ।
क्षिपन्ति धूलीं हि रवि जडास्ते,
स्वाक्ष्णोः पतेत् प्रत्युत सैव स्वामिन् ! ॥

॥ ४ ॥

येनामहायेन सुदूरकाश्याः,
जैनेतरीयैश्च पिनद्धद्वारम् ।
उद्घाटितं ज्ञानबलस्त्वमुष्या,
तं धर्मसूरिं प्रणमामि भक्त्या ॥

॥ ५ ॥

तच्छिष्यकोविदगणेऽपि मान्यः,
ऐतिह्यशास्त्रे विजयो जयन्तः ।
आम्नायिग्रन्थाँश्च विनिर्ममे यः,
प्रणौम्यहं तं विजयो विशालः ॥







તીર્થંકર શબ્દનાં પર્યાય નામો:—

अर्हन् जिनः पारगतस्त्रिकालवित्,
क्षीणाष्टकर्मा परमेष्ठ्यधीश्वरः ।
शंभुः स्वयंभूर्भगवान् जगत्प्रभुः,
तीर्थङ्करस्तीर्थकरो जिनेश्वरः ॥ १ ॥

स्याद्वाद्यभयदसार्वाः, सर्वज्ञः सर्वदर्शिकेवलिनौ ।
देवाधिदेवबोधिदपुरुषोत्तमवीतरागाप्ताः ॥ २ ॥

આઠે કર્મ ક્ષીણ થયા છે તે ), પરમેષ્ઠી, અધીશ્વર, શંભુ, સ્વયંભૂ, ભગવાન્, જગત્પ્રભુ, તીર્થંકર, તીર્થંકર, જિનેશ્વર, સ્યાદ્વાદી ( સ્યાદ્વાદને કહેનારા ), અભયદ ( અભયને આપનારા ), સાર્વ, સર્વજ્ઞ, સર્વદર્શી, કેવળી, દેવાધિદેવ, બોધિદ ( સમકિતને આપનારા ), પુરુષોત્તમ, વીતરાગ અને આપ્ત, આ અને બીજા પણ ઘણા નામ તીર્થંકરના છે ૧-૨



# वर्तमान चोवीशी (२)

તીર્થંકરોનાં નામો :—

एतस्यामवसर्पिण्यामृषभोऽजितसम्भवौ ।
अभिनन्दनः सुमतिस्ततः पद्मप्रभाभिध ॥ १ ॥
सुपार्श्वश्चन्द्रप्रभश्च, सुविधिश्चाथ शीतलः ।
श्रेयांसो वासुपूज्यश्च, विमलोऽनन्ततीर्थकृत् ॥ २ ॥
धर्मः शान्तिः कुन्थुररो, मल्लिश्च मुनिसुव्रतः ।
नमिर्नेमिः पार्श्वो वीरश्चतुर्विंशतिरर्हताम् ॥ ३ ॥

अभि चिन्ता, देवाधि का, श्लो. २६–२८.

આ અવસર્પિણીમા આ નામના તીર્થંકરો થયા છે ૧ ઋષભ ૨ અજિત ૩ સભવ ૪ અભિનદન ૫ સુમતિ ૬ પદ્મપ્રભ ૭ સુપાર્શ્વ ૮ ચદ્રપ્રભ ૯ સુવિધિ ૧૦ શીતલ ૧૧ શ્રેયાસ ૧૨ વાસુપૂજ્ય ૧૩ વિમલ ૧૪ અનત તીર્થંકર ૧૫ ધર્મ ૧૬ શાતિ ૧૭ કુથુ ૧૮ અર ૧૯ મલ્લિ ૨૦ મુનિસુવ્રત ૨૧ નમિ ૨૨ નેમિ ૨૩ પાર્શ્વનાથ અને ૨૪ વીર–વર્ધમાનસ્વામી એ પ્રકારે તીર્થંકર પ્રભુની ચોવીશી છે ૧–૩

તીર્થંકરોનાં પર્યાય નામઃ—

ऋषभो वृषभः श्रेयान्, श्रेयांसः स्यादनन्तजिदनन्तः ।
सुविधिस्तु पुष्पदन्तो, मुनिसुव्रतसुव्रतौ तुल्यौ ॥ ४ ॥

अरिष्टनेमिस्तु नेमिर्वीरश्चरमतीर्थकृत् ।
महावीरो वर्धमानो, देवार्यो ज्ञातनन्दनः ॥ ५ ॥

अभि. चिन्ता., देवाधि. कां., श्लो. २९-३०.

ઋષભ અને વૃષભ એ બન્ને સરખા જ નામ છે, શ્રેયાન્ અને શ્રેયાંસ એ પણ એક જ છે, અનંતજિત્ અને અનંત એ બે સરખા છે, સુવિધિ અને પુષ્પદંત એ બે નામ એકના જ છે, મુનિસુવ્રત અને સુવ્રત એ પણ તુલ્ય જ છે, અરિષ્ટનેમિ અને નેમિ એ પણ તુલ્ય જ છે, તથા વીર, ચરમતીર્થકૃત, મહાવીર, વર્ધમાન, દેવાર્ય અને જ્ઞાતનંદન એ સર્વ નામ તુલ્ય જ છે ૪-૫

તીર્થંકરોનો વંશઃ—

इक्ष्वाकुकुलसंभूता, स्याद् द्वाविंशतिरर्हताम् ।
मुनिसुव्रतनेमी तु, हरिवंशसमुद्भवौ ॥ ६ ॥

अभि. चिन्ता., देवाधि. कां., श्लो. ३५.

મુનિસુવ્રત અને નેમિ એ તીર્થંકરો હરિવંશમાં ઉત્પન્ન થયા છે બાકીના બાવીશ તીર્થંકરો ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયા છે ૬

તીર્થંકરોના પિતાઃ—

नाभिश्च जितशत्रुश्च, जितारिरथ संवरः ।
मेघो धरः प्रतिष्ठश्च, महासेननरेश्वरः ॥ ७ ॥

सुग्रीवश्च दृढरथो, विष्णुश्च वसुपूज्यराट् ।
कृतवर्मा सिंहसेनो, भानुश्च विश्वसेनराट् ॥ ८ ॥

सूरः सुदर्शनः कुम्भः, सुमित्रो विजयस्तथा ।
समुद्रविजयश्चाश्वसेनः सिद्धार्थ एव च ॥ ९ ॥

अभि. चिन्ता., देवाधि. कां., श्लो. ३६–३८.

૧ નાભિ ૨ જિતશત્રુ ૩ જિતારિ ૪ સંવર. ૫ મેઘ. ૬ ધર ૭ પ્રતિષ્ઠ ૮ મહાસેન રાજા ૯ સુગ્રીવ ૧૦ દૃઢરથ ૧૧ વિષ્ણુ ૧૨ વસુપૂજ્ય રાજા ૧૩ કૃતવર્મા ૧૪ સિંહસેન ૧૫ ભાનુ ૧૬ વિશ્વસેન રાજા ૧૭ સૂર ૧૮ સુદર્શન ૧૯ કુંભ ૨૦ સુમિત્ર ૨૧ વિજય ૨૨ સમુદ્રવિજય ૨૩ અશ્વસેન અને ૨૪ સિદ્ધાર્થ આ ઋષભાદિક મહાવીર પર્યંત ચોવીશ તીર્થંકરોના પિતાના નામ છે ૭–૯.

તીર્થંકરોની માતાઃ—

मरुदेवा विजया सेना सिद्धार्था च मङ्गला ।
ततः सुसीमा पृथ्वी लक्ष्मणा रामा ततः परम् ॥ १० ॥

नन्दा विष्णुर्जया श्यामा, सुयशाः सुव्रताऽचिरा ।
श्रीर्देवी प्रभावती च, पद्मा वप्रा शिवा तथा ॥ ११ ॥

वामा त्रिशला क्रमतः, पितरो मातरोऽर्हताम् ।

अभि चिन्ता., देवाधि. का., श्लो. ३९–४०

ઉપરના ત્રણ શ્લોકમા અનુક્રમે જિનેશ્વરોના પિતાના નામ કહ્યા. હવે તેમની માતાઓના અનુક્રમે આ નામો છે ૧ મરૂદેવા. ૨ વિજયા ૩ સેના. ૪ સિદ્ધાર્થા ૫ મંગલા ૬ સુસીમા. ૭ પૃથ્વી ૮ લક્ષ્મણા. ૯ રામા ૧૦ નંદા ૧૧ વિષ્ણુ ૧૨

જયા. ૧૩ શ્યામા. ૧૪ સુયશા. ૧૫ સુવ્રતા. ૧૬ અચિરા. ૧૭ શ્રી. ૧૮ દેવી. ૧૯ પ્રભાવતી. ૨૦ પદ્મા. ૨૧ વપ્રા. ૨૨ શિવા. ૨૩ વામા. અને ૨૪ ત્રિશલા. ૧૦-૧૧.

## તીર્થંકરોના યક્ષઃ—

स्याद् गोमुखो महायक्षस्त्रिमुखो यक्षनायकः ॥ १२ ॥
तुम्बुरुः कुसुमश्चापि, मातङ्गो विजयोऽजितः ।
ब्रह्मा यक्षेद् कुमारः, षण्मुखपातालकिन्नराः ॥ १३ ॥
गरुडो गन्धर्वो यक्षेद्, कुबेरो वरुणोऽपि च ।
भृकुटिर्गोमेधः पार्श्वो, मातङ्गोऽर्हदुपासकाः ॥ १४ ॥

अभि. चिन्ता., देवाधि. कां., श्लो. ४१-४३.

૧ ગોમુખ. ૨ મહાયક્ષ. ૩ ત્રિમુખ. ૪ યક્ષનાયક. ૫ તુંબુરૂ. ૬ કુસુમ. ૭ માતંગ. ૮ વિજય. ૯ અજિત ૧૦ બ્રહ્મા. ૧૧ યક્ષેશ્વર. ૧૨ કુમાર. ૧૩ ષણ્મુખ ૧૪ પાતાલ. ૧૫ કિંનર. ૧૬ ગરૂડ. ૧૭ ગંધર્વ. ૧૮ યક્ષેન્દ્ર. ૧૯ કુબેર. ૨૦ વરુણ. ૨૧ ભૃકુટિ. ૨૨ ગોમેધ. ૨૩ પાર્શ્વ. અને ૨૪ માતંગ. આ ચોવીશ યક્ષો અનુક્રમે વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકરોના ઉપાસક-સેવક છે. ૧૨-૧૪.

## તીર્થંકરોની દેવીઓઃ—

चक्रेश्वर्यजितबला, दुरितारिश्च कालिका ।
महाकाली श्यामा शान्ता, भृकुटिश्च सुतारका ॥ १५ ॥

अशोका मानवी चण्डा, विदित्ता चाङ्कुशा तथा ।
कन्दर्पा निर्वाणी बला, धारिणी धरणप्रिया ॥ १६ ॥
नरदत्ताऽथ गान्धार्यम्बिका पद्मावती तथा ।
सिद्धायिका चेति जैन्यः, क्रमाच्छासनदेवताः ॥ १७ ॥

अभि चिन्ता, देवाधि का., श्लो. ४४–४६.

૧ ચક્રેશ્વરી ૨ અજિતબલા ૩ દુરિતારિ ૪ કાલિકા ૫ મહાકાલી ૬ શ્યામા ૭ શાંતા ૮ ભૃકુટિ ૯ સુતારકા ૧૦ અશોકા ૧૧ માનવી ૧૨ ચંડા ૧૩ વિદિતા ૧૪ અંકુશા ૧૫ કંદર્પા ૧૬ નિર્વાણી ૧૭ બલા ૧૮ ધારિણી ૧૯ ધરણપ્રિયા ૨૦ નરદત્તા ૨૧ ગાંધારી ૨૨ અંબિકા ૨૩ પદ્માવતી, અને ૨૪ સિદ્ધાયિકા આ ચોવીશ વર્તમાન જિનોની શાસન દેવીઓ અનુક્રમે જાણવી ૧૫-૧૭

## તીર્થંકરોનાં લાંછનઃ—

वृषो गजोऽश्वः प्लवगः, क्रौञ्चोऽब्जं स्वस्तिकः शशी ।
मकर श्रीवत्सः खड्गी महिष शूकरस्तथा ॥ १८ ॥
श्येनो वज्रं मृगश्छागो, नन्दावर्तो घटोऽपि च ।
कूर्मो नीलोत्पलं शङ्खः, फणी सिंहोऽर्हतां ध्वजाः ॥१९॥

अभि चिन्ता, देवाधि का, श्लो, ४७–४८.

૧ વૃષભ ૨ હાથી ૩ અશ્વ ૪ વાનર ૫ ક્રૌંચપક્ષી ૬ કમળ ૭ સાથીયો ૮ ચંદ્ર ૯ મગર. ૧૦ શ્રીવત્સ ૧૧ ગેંડો ૧૨ પાડો ૧૩ સુવર ૧૪ શ્યેન પક્ષી ૧૫ વજ્ર

૧૬ મૃગ ( હરણ ) ૧૭ બકરો ૧૮ નંદાવર્ત ૧૯ ઘડો ૨૦ કાચબો ૨૧ નીલવર્ણનુ કમળ ૨૨ શંખ ૨૩ સર્પ અને ૨૪ સિંહ આ ચોવીશ ચિન્હો અનુક્રમે ઋષભાદિક મહાવીર પર્યંત ચોવીશ તીર્થંકરોના જાણવા આ લાંછનો તેમના જમણા અંગમા હોય છે

તીર્થંકરોનો વર્ણ:—

> रक्तौ च पद्मप्रभवासुपूज्यौ,
> शुक्लौ तु चन्द्रप्रभपुष्पदन्तौ ।
> कृष्णौ पुनर्नेमिमुनी विनीलौ,
> श्रीमल्लिपार्श्वौ कनकत्विषोऽन्ये ॥ २० ॥
>
> अभि चिन्ता., देवाधि का., श्लो. ४९

પદ્મપ્રભ અને વાસુપૂજ્ય એ બે તીર્થંકરોના શરીરનો વર્ણ રાતો છે, ચંદ્રપ્રભ અને પુષ્પદંત ( સુવિધિનાથ ) ધોળા છે, નેમિ અને મુનિસુવ્રત શ્યામ છે, મલ્લિ અને પાર્શ્વનાથ નીલવર્ણના છે, અને બાકીના સોળ તીર્થંકરોના શરીરની કાંતિ સુવર્ણ જેવી છે ૨૦



# भूत भावी चोवीशी ( ३ )

ગત ચોવીશી નામઃ—

उत्सर्पिण्यामतीतायां, चतुर्विंशतिरर्हताम् ।
केवलज्ञानी निर्वाणी, सागरोऽथ महायशाः ॥ १ ॥
विमलः सर्वानुभूतिः, श्रीधरो दत्ततीर्थकृत् ।
दामोदर सुतेजाश्च, स्वाम्यथो मुनिसुव्रतः ॥ २ ॥
सुमति शिवगतिश्चैवास्तागोऽथ निमीश्वर ।
अनिलो यशोधराख्यः, कृतार्थोऽथ जिनेश्वरः ॥ ३ ॥
शुद्धमतिः शिवकरः, स्यन्दनश्चाथ सम्प्रतिः ।

अभि. चिन्ता , दवाधि. का , श्लो ५०–५२

ગઈ ઉત્સર્પિણીના ચોવીશ તીર્થંકરાના નામ આ પ્રમાણે છે–૧ કેવળજ્ઞાની ૨ નિર્વાણી ૩ સાગર ૪ મહાયશા ૫ વિમલ ૬ સર્વાનુભૂતિ ૭ શ્રીધર ૮ દત્ત તીર્થંકર ૯ દામોદર ૧૦ સુતેજા ૧૧ સ્વામી ૧૨ મુનિસુવ્રત ૧૩ સુમતિ ૧૪ શિવગતિ ૧૫ અસ્તાગ ૧૬ નિમીશ્વર ૧૭ અનિલ ૧૮ યશોધર ૧૯ કૃતાર્થ ૨૦ જિનેશ્વર ૨૧ શુદ્ધમતિ ૨૨ શિવકર ૨૩ સ્યદન અને ૨૪ સપ્રતિ ૧–૩

ભાવી ચોવીશી નામઃ—

भाविन्यां तु पद्मनाभः, शूरदेवः सुपार्श्वकः ॥ ४ ॥
स्वयम्प्रभश्च सर्वानुभूतिर्देवश्रुतोदयौ ।
पेढालः पोट्टिलश्चापि, शतकीर्तिश्च सुव्रतः ॥ ५ ॥
अममो निष्कषायश्च, निष्पुलाकोऽथ निर्ममः ।
चित्रगुप्तः समाधिश्च, संवरश्च यशोधरः ॥ ६ ॥
विजयो मल्लदेवौ चानन्तवीर्यश्च भद्रकृत् ।
एवं सर्वावसर्पिण्युत्सर्पिणीषु जिनोत्तमाः ॥ ७ ॥

अभि. चिन्ता., देवाधि. कां., श्लो. ५३–५६

આવતી ચોવીશીમા થનારા તીર્થંકરોનાં નામ આ પ્રમાણે છે–૧ પદ્મનાભ. ૨ શૂરદેવ. ૩ સુપાર્શ્વ. ૪ સ્વયંપ્રભ. ૫ સર્વાનુભૂતિ. ૬ દેવશ્રુત. ૭ ઉદય. ૮ પેઢાલ ૯ પોટ્ટિલ. ૧૦ શતકીર્તિ. ૧૧ સુવ્રત. ૧૨ અમમ. ૧૩ નિષ્કષાય. ૧૪ નિષ્પુલાક. ૧૫ નિર્મમ ૧૬ ચિત્રગુપ્ત. ૧૭ સમાધિ. ૧૮ સંવર. ૧૯ યશોધર. ૨૦ વિજય ૨૧ મલ્લ. ૨૨ દેવ. ૨૩ અનંતવીર્ય, અને ૨૪ ભદ્રકૃત. આ પ્રમાણે સર્વ અવસર્પિણી અને ઉત્સર્પિણીને વિષે જિનેશ્વરો થાય છે. ૪–૭



# तीर्थङ्कर अतिशय (४)

ચાર અતિશયઃ—

तेषां च देहोऽद्भुतरूपगन्धो,
निरामयः स्वेदमलोज्झितश्च ।
श्वासोऽब्जगन्धो रुधिरामिषं तु,
गोक्षीरधाराधवलं ह्यविस्रम् ॥ १ ॥
आहारनीहारविधिस्त्वदृश्य-
श्चत्वार एतेऽतिशयाः सहोत्थाः ।

अभि चिन्ता., देवाधि का., श्लो. ५७.

તે તીર્થંકરોનું (૧) શરીર નિરોગી તેમજ સ્વેદ (પરસેવો) અને મળ રહિત હોય છે, તથા તેના રૂપ અને ગંધ અદ્ભુત હોય છે (૨) તેમનો શ્વાસ કમળની જેવો સુગંધિવાળો હોય છે (૩) તેમનું રુધિર અને માંસ ગાયના દૂધની ધારા જેવું ઉજ્વળ અને દુર્ગંધ રહિત હોય છે, તથા (૪) તેમના આહાર અને નીહાર લોકો જોઈ શકે નહી એવા હોય છે આ ચાર અતિશયો જન્મથીજ હોય છે

અગીયાર અતિશયઃ—

क्षेत्रे स्थितिर्योजनमात्रकेऽपि,
नृदेवतिर्यग्जनकोटिकोटेः ॥ २ ॥

वाणी नृतिर्यक्सुरलोकभाषा-
संवादिनी योजनगामिनी च ।
भामण्डलं चारु च मौलिपृष्ठे,
विडम्बिताहर्पतिमण्डलश्रि ॥ ३ ॥

साग्रे च गव्यूतिशतद्वये रुजा-
वैरेतयो मार्यतिवृष्ट्यवृष्टयः ।
दुर्भिक्षमन्यस्वकचक्रतो भयं,
स्यान्नैत एकादश कर्मघातजाः ॥ ४ ॥

अभि. चिन्ता., देवाधि. कां., श्लो. ५८-६०.

૧ એક યોજન માત્ર ક્ષેત્ર-સમવસરણ ભૂમિને વિષે મનુષ્ય, દેવ અને તિર્યંચ વર્ગની કોડાકોડિ રહી શકે. ૨ તેમની વાણી મનુષ્ય, તિર્યંચ અને દેવલોકની ભાષાનો સંવાદ કરનારી એટલે સર્વે પોતપોતાની ભાષામાં સમજી શકે તેવી તથા યોજન સુધી વિસ્તાર પામનારી હોય છે. ૩ તેમના મસ્તકની પાછળ સૂર્યમંડળથી પણ અત્યંત અધિક કાંતિવાળું ભામંડળ હોય છે. ૪ બસો ગાઉ એટલે પચાસ યોજનથી વધારે પ્રદેશમાં રોગ ન હોય. ૫ વેર ન હોય. ૬ ઈતિઓ-સાત પ્રકારના ઉપદ્રવો ન હોય. ૭ મરકી ન હોય. ૮ અતિવૃષ્ટિ ન હોય. ૯ અવૃષ્ટિ ન હોય ૧૦ દુકાળ ન હોય. તથા ૧૧ સ્વચક્ર અને પરચક્રનો ભય ન હોય. આ અગીયાર અતિશયો કર્મના ક્ષયથી ઉત્પન્ન થાય છે-કેવળજ્ઞાન વખતે પ્રગટ થાય છે. ૨-૪.

ઓગણીશ અતિશયઃ—

खे धर्मचक्रं चमराः सपाद-
पीठं मृगेन्द्रासनमुज्ज्वलं च ।
छत्रत्रयं रत्नमयध्वजोऽङ्घ्रि-
न्यासे च चामीकरपङ्कजानि ॥ ५ ॥
वप्रत्रयं चारु चतुर्मुखाङ्गता,
चैत्यद्रुमोऽधोवदनाश्च कण्टकाः ।
द्रुमानतिर्दुन्दुभिनाद उच्चकै-
र्वातोऽनुकूलः शकुनाः प्रदक्षिणाः ॥ ६ ॥
गन्धाम्बुवर्षं बहुवर्णपुष्प-
वृष्टिः कचश्मश्रुनखाप्रवृद्धिः ।
चतुर्विधामर्त्यनिकायकोटि-
र्जघन्यभावादपि पार्श्वदेशे ॥ ७ ॥
ऋतूनामिन्द्रियार्थानामनुकूलत्वमित्यमी ।
एकोनविंशतिर्दैव्याश्चतुस्त्रिंशच्च मीलिताः ॥ ८ ॥

अभि. चिन्ता., देवाधि. कां., श्लो. ६१–६४.

૧ આકાશમા પ્રભુની સાથે ધર્મચક્ર ચાલે ૨ ચામરો. ૩ પાદપીઠ સહિત ઉજ્વળ સિંહાસન ૪ ત્રણ છત્ર ૫ રત્નમય ધ્વજ ૬ પ્રભુ જ્યા પગ સ્થાપન કરે ત્યા પગની નીચે સુવર્ણ-કમળ હોય ૭ સમવસરણના સુદર ત્રણ કિલ્લા ૮ સમવસરણમાં પૂર્વ દિશામા બેઠેલા પ્રભુના પ્રતિબિંબો દેવતાઓ બીજી ત્રણ

દિશાઓમાં સ્થાપન કરે છે તેથી ચાર મુખપણું થાય ૯ ચૈત્ય વૃક્ષ ૧૦ કાંટા નીચા મુખવાળા રહે ૧૧ વૃક્ષો નમ્ર થાય. ૧૨ ઉંચે સ્વરે દુંદુભિનો નાદ થાય ૧૩ વાયુ અનુકૂળ વાય. ૧૪ સારા શકુનો જમણી બાજુ ચાલે. ૧૫ સુગંધી જળની વૃષ્ટિ. ૧૬ પંચ વર્ણનાં પુષ્પોની વૃષ્ટિ. ૧૭ કેશ, દાઢી-મૂછ અને નખ વૃદ્ધિ પામે નહીં. ૧૮ પ્રભુની પાસે ઓછામાં ઓછા ચાર નિકાયના દેવો એક કરોડ હોય, તથા ૧૯ ઋતુઓ અને ઇંદ્રિયોના વિષયો અનુકૂળપણે વર્તે. આ પ્રમાણે આ ઓગણીશ અતિશયો દેવોના કરેલા હોય છે સર્વ મળીને ચોત્રીશ અતિશયો જિનેશ્વરને હોય છે. ૫-૮.



## समवसरण (५)

સમવસરણ:—

थुणिमो केवलित्थं, वरविज्जाऽऽणंदधम्मकित्तिऽत्थं ।
देविंदनयपयत्थं, तित्थयरं समवसरणत्थं ॥ १ ॥

समवसरणप्र०, श्लो० १.

કેવળી અવસ્થાવાળા અને પ્રધાન છે વિદ્યા (જ્ઞાનલક્ષ્મી), આનંદ (સહજ સુખ), ધર્મ (સર્વ સંવરરૂપ) કીર્તિ (લોકમા ગુણની શ્લાઘા) અને અર્થ (પુરુષાર્થ) જેને એવા તથા ભવનપતિ આદિના દેવેન્દ્રોએ નમેલા એવા તીર્થકર પદમાં રહેલા તેમજ દેવકૃત સમવસરણમા બિરાજેલા એવા શ્રીભાવતીર્થકરની અમે સ્તુતિ કરીએ છીએ. ૧.

સમવસરણ રચના:—

पयडियसमत्थभावो, केवलिभावो जिणाण जत्थ भवे ।
सोहंति सव्वओ तहिं, महिमाजोयणमनिलकुमरा ॥ २ ॥

समवसरणप्र०, श्लो० २.

પ્રગટ કર્યા છે જીવ-અજીવ આદિ સમગ્ર પદાર્થો જેણે એવો કેવલિપણાનો ભાવ, જિનેશ્વરોને જે ઠેકાણે ઉત્પન્ન થાય છે,

તે ઠેકાણે પ્રથમ ચોતરફથી એક યોજન સુધી પૃથ્વીને વાયુકુમાર દેવો શુદ્ધ કરે છે. ૨.

वरिसंति मेहकुमरा, सुरहिजलं उउसुरा कुसुमपमरं ।
विरयंति वणा मणिकणगरयणचित्तं महिअलं तो ॥ ३ ॥

समवसरणप्र०, श्लो० ३.

પછી તે સ્થાને મેઘકુમાર દેવો સુગંધી જળની વૃષ્ટિ કરે છે, પછી છયે ઋતુના અધિષ્ઠાયક દેવો નીચા ડીંટવાળા પાંચ વર્ણના પુષ્પોના સમૂહની વૃષ્ટિ કરે છે, ત્યારપછી વાનવ્યંતર દેવો મણિ, સુવર્ણ અને રત્નવડે ચિત્ર વિચિત્ર પૃથ્વીતળને રચે છે—પીઠબંધ કરે છે ૩

अब्भिंतरमज्झबहिं, तिवप्प मणिरयणकणयकविसीसा ।
रयणज्जुणरुप्पमया, वेमाणिअ-जोइ-भवणकया ॥ ४ ॥

समवसरणप्र०, श्लो० ४.

અંદરનો, મધ્યનો અને બહારનો અનુક્રમે મણિ, રત્ન અને સુવર્ણના કાંગરાવાળા, રત્ન, સુવર્ણ અને ચાંદિના એવા ત્રણ ગઢ વૈમાનિક, જ્યોતિષી અને ભવનપતિ દેવો બનાવે છે, અર્થાત્ વૈમાનિક દેવો મણિના કાંગરાવાળો રત્નમય અંદરનો ગઢ બનાવે છે, જ્યોતિષી દેવો રત્નના કાંગરાવાળો સુવર્ણમય મધ્યનો ગઢ બનાવે છે અને ભવનપતિ દેવો સોનાના કાંગરાવાળો ચાંદિમય બહારનો ગઢ બનાવે છે ૪

પ્રાતિહાર્યઃ—

अशोकवृक्षः सुरपुष्पवृष्टि-
र्दिव्यध्वनिश्चामरमासनं च ।

भामण्डलं दुन्दुभिरातपत्रं
सत्प्रातिहार्याणि जिनेश्वराणाम्.॥ ५ ॥

उप० तरं०, पृ० २३४, (य० वि० ग्रं०)

અશોકવૃક્ષ, દેવોથી કરાતી પુષ્પવૃષ્ટિ, દિવ્ય-ધ્વનિ, ચામર, આસન, ભામંડલ, દુંદુભિ અને આતપત્ર-છત્ર આ આઠ જિનેશ્વરોનાં પ્રાતિહાર્યો છે. ૫.

બાર પર્ષદાઃ—

मुणि वेमाणिणि समणी, सभवणजोइवणदेविदेवतिअं ।
कप्पसुरनरित्थितियं, ठंतिग्गेयाइविदिसासु ॥ ६ ॥

समवसरणप्र०, श्लो० १५.

અગ્નિ આદિક વિદિશાઓને વિષે પર્ષદાઓ બેસે છે, તે આ પ્રમાણે:-પહેલા સાધુઓ, પછી વૈમાનિકની દેવીઓ અને પછી સાધ્વીઓ એ ત્રણ પર્ષદા પૂર્વ દિશાના દ્વારે પ્રવેશ કરી અગ્નિખૂણામા અનુક્રમે બેસે છે ભવનપતિની દેવીઓ, જ્યોતિષ્કની દેવીઓ અને વાનવ્યંતરની દેવીઓ એ ત્રણ પર્ષદાઓ દક્ષિણ દિશાના દ્વારે પ્રવેશ કરી નૈઋત્ય ખૂણામા અનુક્રમે બેસે છે. ભવનપતિ, જ્યોતિષ્ક અને વાનવ્યંતર દેવો આ ત્રણ પર્ષદાઓ પશ્ચિમ દિશાના દ્વારે પ્રવેશ કરી વાયવ્ય ખૂણામાં અનુક્રમે બેસે છે. તથા વૈમાનિકદેવો, પુરુષો; અને સ્ત્રીઓ, એ ત્રણ પર્ષદા ઉત્તર દિશાના દ્વારે પ્રવેશ કરી ઈશાન ખૂણામાં અનુક્રમે બેસે છે. ૬.

चउदेवी समणी उद्धट्ठिया निविट्ठा नरित्थिसुरसमणा ।
इय पण मग परिस सुणंति देसणं पढमवप्पंतो ॥ ७ ॥

समवसरणप्र०, श्लो०, १६.

બાર પર્ષદામાંની ચાર પ્રકારની દેવીઓ અને સાધ્વીઓ ઉભી રહે છે અને પુરુષો, સ્ત્રીઓ, ચાર પ્રકારના દેવો અને સાધુઓ બેસે છે આ પ્રમાણે પહેલા એટલે અંદરના વપ્રની મધ્યે રહેવી પાંચ અને સાત મળીને બાર પર્ષદાઓ પ્રભુની દેશનાને સાંભળે છે ૭

आग्नेय्यां गणभृद्विमानवनिताः साध्व्यस्तथा नैर्ऋते,
ज्योतिर्व्यन्तरभावनेशदयिता वायव्यगास्तत्प्रियाः ।
ऐशान्यां च विमानवासिनरनार्यः संश्रिता यत्र तत्,
जैनस्थानमिदं चतुस्त्रिपरिषत्सम्भूषितं पातु वः ॥ ८ ॥

धर्मकल्प०, पल्लव १, श्लो० ६८.

જ્યાં અગ્નિ ખૂણામાં ગણધરો ( સાધુઓ ), વૈમાનિક દેવીઓ અને સાધ્વીઓ રહે છે, નૈર્ઋત ખૂણામાં જ્યોતિષી, વ્યંતરો અને ભવનપતિના દેવો રહે છે, વાયવ્ય ખૂણામાં તેઓની એટલે જ્યોતિષ્ક, વ્યંતર અને ભવનપતિની સ્ત્રીઓ-દેવીઓ રહે છે, તથા ઈશાન ખૂણામાં વિમાનવાસી દેવો, પુરુષો અને સ્ત્રીઓ રહે છે, તે આ બાર પર્ષદાથી શોભિત જિનેશ્વરનું સ્થાન-સમવસરણ તમારું રક્ષણ કરો ૮

સમવસરણ વ્યવસ્થાઃ—

तत्रादावागतोऽल्पर्द्धिरागच्छन्तं महर्द्धिकम् ।
नमति स्रागतं तु प्राग्, नमन्नेव जगाम च ॥ ९ ॥

त्रि० श० पु० च०, पर्व १, स० ३, श्लो० ४७३.

તે જિનેશ્વરના સમવસરણને વિષે પ્રથમ અલ્પ ઋદ્ધિવાળો આવેલો હોય અને પછી મહર્દ્ધિક આવે, તો તે મહર્દ્ધિકને અલ્પ ઋદ્ધિવાળો નમસ્કાર કરે છે, અને જો પહેલા મહર્દ્ધિક આવેલો હોય અને પછી અલ્પર્દ્ધિક આવે તો તે અલ્પર્દ્ધિક, મહર્દ્ધિકને નમીને પાછળ જાય છે ૯

સમવસરણ મહિમાઃ—

नानाऽवस्कन्दसङ्ग्रामहतग्रामभुवो मिथः ।
मित्रीभूयेह तिष्ठन्ति, राजानस्तव पर्षदि ॥ १० ॥

त्रि० श० पु० च०, पर्व १, सर्ग ३, श्लो० ५४३.

હે પ્રભુ ! પરસ્પર વિવિધ પ્રકારના લશ્કરોના યુદ્ધથી નષ્ટ થયેલા ગામ અને જમીનવાળા રાજાઓ પણ આપના સમવસરણ ( સભા )મા પરસ્પર મિત્ર થઇને બેસે છે. ૧૦.

त्वत्पर्षद्यमायातः, करटी करटस्थलीम् ।
करेण केसरिकरं कृष्ट्वा कण्डूयते मुहुः ॥ ११ ॥

त्रि० श० पु० च०, पर्व १, सर्ग ३, श्लो० ५४४.

આપના સમવસરણમા આવેલો આ હાથી, સિંહના

આગળના પગોને સૂઢવડે ખેચીને પોતાના ગણ્ડસ્થળને વારંવાર ખજવાળે-ખણે છે ૧૧.

देव ! ये केचिदन्येऽपि, जीनाः शाश्वतवैरिणः ।
निर्वैरास्तेऽत्र तिष्ठन्ति, त्वत्प्रभावोऽसमो ह्ययम् ॥ १२ ॥

त्रि० श० पु० च०, पर्व १, सर्ग ३, श्लो० ५४९.

હે પ્રભુ ! બીજા કોઇ નિત્ય વૈરી જીવો (સર્પ-નોળીયો, ઉંદર-બીલાડી, હરણ-વાઘ, વિ०) પણ વૈર વિનાના થઇને અહીં બેસે છે તેથી આપનો આ પ્રભાવ ખરેખર શ્રેષ્ઠ છે ૧૨

नियन्त्रणा तत्र नैव, विकथा न च काचन ।
विरोधिनामपि मिथो न मात्सर्यं भयं न च ॥ १३ ॥

त्रि० श० पु० च०, पर्व १, स० ३, श्लो० ४७४.

તે જિનેશ્વરના સમવસરણને વિષે કોઇને બંધન થતું નથી, કાંઇ પણ વિકથા થતી નથી, પરસ્પર વૈરવાળા પ્રાણીઓને પણ પરસ્પર દ્વેષ થતા નથી, તેમ જ ભય પણ હોતો નથી ૧૩



# जिन–वाणी (६)

જિનવાણી સ્વરૂપ:—

ऐन्दवीव विमला कलाऽनिशं
भव्यकैरवविकाशनोद्यता ।
तन्वती नयविवेकभारतीः,
भारती जयति विश्ववेदिनः ॥ १ ॥

नयोपदेश.

ચંદ્રમાની જેમ જેની નિર્મળ કળા હંમેશાં ભવ્ય પ્રાણીઓરૂપી પોયણાનો વિકાસ કરવામાં ઉદ્યમવાળી છે, તથા જે સાત નયના પ્રકાશ અને વિવેકને વિષે રતિ–પ્રીતિને વિસ્તારનારી છે, એવી શ્રી તીર્થંકર ભગવાનની વાણી જયવંતી વર્તે છે. ૧.

लोकालोकविभासनैकतरणीप्रायास्त्वदीयाः शुभा
वाचो वाक्यवतामशेषविमलज्ञानं सदा तन्वते ।
संसाराम्बुधिमध्यमज्जदसुभृद्वृन्दस्य याः साम्प्रतं
पोतायन्त इव प्रहृष्टमनसस्त्वद्ध्यानमासेदुषः ॥ २ ॥

હે જિનેંદ્ર ! લોકાલોકને પ્રકાશ કરવામાં અદ્વિતીય સૂર્ય સમાન તમારી શુભ વાણી હંમેશાં પંડિતોને સમગ્ર–સંપૂર્ણ નિર્મળ જ્ઞાન આપે છે, વળી તે વાણી હમણાં પણ સંસાર

સાગરમાં ડૂબતા એવા પરંતુ હર્ષિત હૃદયવાળા અને તમારા ધ્યાનને પામેલા પ્રાણીઓના સમૂહને વહાણુ જેવી થાય છે. ૨.

> कृतसमस्तजगच्छुभवस्तुता,
> जितकुवादिगणाऽस्तमवस्तुता ।
> अवतु वः परिपूर्णनभा रती–
> र्नृमरुते ददती जिनभारती ॥ ३ ॥

चतुर्विंशतिका, पृ० १६, श्लो० ७, (आग० स०)

જેણે આખું જગત્ શુભ વસ્તુના ભાવમય બનાવ્યું છે, જેણે કુવાદીઓના સમૂહને જિતી લીધા છે, જે ચોરાશી લાખ યોનિરૂપ સંસારનો નાશ કરનારા (મુનિઓ) વડે સ્તુતિ કરાયેલી છે, જેણે ગંભીરતાના શબ્દ વડે આકાશને ભરી દીધું છે, તથા જે મનુષ્યો અને દેવોને સુખ આપનારી છે, તે શ્રીજિનેશ્વરની વાણી તમારું રક્ષણ કરો ૩.

> अनादिनिधनाऽदीना, धनादीनामतिप्रदा ।
> मतिप्रदानमादेयाऽनमा देयाज्जिनेन्द्रवाक् ॥ ४ ॥

चतुर्विंशतिका, पृ० ८५, श्लो० ४७, ( आग० स० )

આદિ અંત રહિત, દીનતા રહિત, અત્યંત ધનાદિકને આપનારી, ગ્રહણ કરવા લાયક અને કોઇને નહીં નમનારી એવી જિનેશ્વરની વાણી અમને બુદ્ધિનું દાન આપો–અમારી બુદ્ધિ સારી કરો. ૪.





# जिन—आगम (७)

જિનાગમ સ્વરૂપ:—

ममस्तभुवनत्रयप्रथनसज्जनानापदः,
  प्रमोचयति यः स्मृतः सपदि मज्जनानापदः ।
समुल्लसितभङ्गकं तममलं भजे नागमं
  स्फुरन्नयनिवारितासदुपलम्भजैनागमम्  ॥ १ ॥
  चतुर्विंशतिका, पृ० ५२, श्लो० २१, ( आग० स० )

સમગ્ર ત્રણ જગતના પદાર્થોને પ્રગટ કરવામા જના વિવિધ પ્રકારના પદો–શબ્દો તૈયાર છે, એવો જે જિનાગમ સ્મરણ કરવાથી તત્કાળ સજ્જનોને વિવિધ પ્રકારની આપત્તિથી મૂકાવે છે, તે જિનાગમના સ્પષ્ટ રીતે સપ્તભગી રહેલી છે, ત મળ રહિત છે, તે સુગમ છે, તથા સ્ફુરાયમાન નયોવડે તેણે અસત્ ઉપલભનુ એટલે અન્ય મતના શાસ્ત્રોનુ નિવારણ કર્યુ છે, તેવા જૈનાગમને–જિનેશ્વરે પ્રરૂપેલા આગમને હુ ભજુ–સેવુ ૧

દ્વાદશાઙ્ગી—

आचाराङ्गसूत्रकृतं स्थानाङ्गं समवाययुक् ।
पञ्चमं भगवत्यङ्गं ज्ञाताधर्मकथाऽपि च  ॥ २ ॥

उपासकान्तकृदनुत्तरोपपातिकाद्दशाः ।
प्रश्नव्याकरणं चैव, विपाकश्रुतमेव च ॥ ३ ॥

इत्येकादश सोपाङ्गान्यङ्गानि द्वादश पुनः ।
दृष्टिवादो द्वादशाङ्गी, स्याद् गणिपिटकाह्वया ॥ ४ ॥

अभि० चिन्ता०, देवकाण्ड, श्लो० १५७-१५९.

૧ આચારાંગ, ૨ સૂત્રકૃતાંગ-સૂયગડાંગ, ૩ સ્થાનાંગ, ૪ સમવાયાંગ, ૫ પાંચમુ ભગવતી, ૬ જ્ઞાતાધર્મકથા, ૭ ઉપાસકદશાંગ, ૮ અંતકૃદ્દશાંગ, ૯ અનુત્તરોપપાતિકદશાંગ, ૧૦ પ્રશ્નવ્યાકરણ, ૧૧ વિપાકશ્રુત, આ અગ્યાર અંગો ઉપાંગ સહિત છે, તથા બારમુ અંગ દૃષ્ટિવાદ છે આ દ્વાદશાંગીનુ બીજુ નામ ગણિપિટક પણ છે ૨-૪

દૃષ્ટિવાદના અને ચૌદપૂર્વના ભેદોઃ—

परिकर्मसूत्रपूर्वानुयोगपूर्वगतचूलिकाः पञ्च ।
स्युर्दृष्टिवादभेदाः, पूर्वाणि चतुर्दशापि पूर्वगते ॥ ५ ॥

उत्पादपूर्वमग्रायणीयमथ वीर्यतः प्रवादं स्यात् ।
अस्तेर्ज्ञानात् सत्यात्, तदात्मनः कर्मणश्च परम् ॥ ६ ॥

प्रत्याख्यानं विद्याप्रवादकल्याणनामधेये च ।
प्राणावायं च क्रियाविशालमथ लोकबिन्दुसारमिति ॥ ७ ॥

अभि० चिन्ता०, देवकाण्ड, श्लो० १६०-१६२

૧ પરિકર્મ, ૨ સૂત્ર, ૩ પૂર્વાનુયોગ, ૪ પૂર્વગત અને ૫ ચૂલિકા એ પાંચ દૃષ્ટિવાદના ભેદો છે હવે આ પૂર્વગતમા જ ચૌદ પૂર્વો છે,

તેનાં નામ-૧ ઉત્પાદ, ૨ અગ્રાયણીય, ૩ વીર્યપ્રવાદ, ૪ અસ્તિનાસ્તિપ્રવાદ, ૫ જ્ઞાનપ્રવાદ, ૬ સત્યપ્રવાદ, ૭ આત્મપ્રવાદ, ૮ કર્મપ્રવાદ, ૯ પ્રત્યાખ્યાનપ્રવાદ, ૧૦ વિદ્યાપ્રવાદ, ૧૧ કલ્યાણ, ૧૨ પ્રાણાવાય, ૧૩ ક્રિયાવિશાલ, અને ૧૪ લોકબિન્દુસાર. ૫-૭

જિનાગમ મહિમાઃ--

जिनशासनं विजयते, विशदप्रतिभानवप्रभङ्गमवत् ।
त्रिजगद्भवकान्तारं विशदप्रतिभानवप्रभं गमवत् ॥ ८ ॥

चतुर्विंशतिका, पृ० १३७, श्लो० ८३, (आग० स०)

જિનશાસન વિજયવત વર્તે છે તે નિર્મળ બુદ્ધિરૂપી વપ્રનો ભંગ કરનાર સંસારરૂપી અરણ્યમાં પ્રવેશ કરતા ત્રણ જગતનું રક્ષણ કરે છે, તે સ્ફુટરૂપે અનુપમ નવીન પ્રભાવાળું અને ગમ-આલાવાવાળું છે ૮

अवमसंतमसं ततमानयत्,
प्रलयमालयमागमरोचिषाम् ।
भुवनपावनपालनमर्कवत्,
जिनमतं नम तन्नयवन्नहो ! ॥ ९ ॥

चतुर्विंशतिका, पृ० ६३, श्लो० ३५, (आग० स०)

तडिल्लोलं तृष्णाप्रचयनिपुणं सौख्यमखिलं
तृषो वृद्धेस्तापो दहति शमनं वह्निवदलम् ।
ततः स्वेदोऽत्यन्तं भवति भविनां चेतसि बुधा
निधायेदं पूते जिनपतिमते सन्ति निरताः ॥ १० ॥

सुभाषितरत्नसन्दोह, श्लो० ३४२.

તૃષ્ણાની વૃદ્ધિ કરવામાં નિપુણ એવું સર્વ સાંસારિક સુખ વીજળીના જેવું ચપળ છે, તૃષ્ણાની વૃદ્ધિનો તાપ અગ્નિની જેમ શમના ( શાંતિ ) ને અત્યંત બાળી નાંખે છે. તેથી ભવ્ય પ્રાણીઓને અતિ સ્વેદ થાય છે. આ પ્રમાણે ડાહ્યા પુરૂષો ચિત્તમાં વિચારીને પવિત્ર એવા જિનેશ્વરના મત ( ધર્મ ) મા તત્પર થાય છે. ૧૦






## જિનમૂર્તિ સ્વરૂપ—

प्रासादमण्डपच्छत्रपर्यङ्कासनसद्ग्रहैः ॥
निर्दोषदृष्ट्या मूर्त्या च, देवो नैव जिनात् परः ॥१॥

वास्तुग्रन्थ (राजवल्लभ), प्रकरण ४, श्लो० ५४.

પ્રાસાદ, મંડપ, છત્ર, પર્યંક આસન, સારા ગ્રહો અને નિર્દોષ દૃષ્ટિવાળી મૂર્તિએ કરીને જિનેશ્વર સમાન બીજા કોઈ દેવ નથી ૧.

## જિનમૂર્તિ મહિમા—

चित्रं चेतसि वर्तते श्रुतिरियं चापल्यताहारिणीं
मूर्तिं स्फूर्तिमतीमतीव विमलां नित्यं मनोहारिणीम् ।
विख्यातां स्नपयन्त एव मनुजाः शुद्धोदकेन स्वयं
सङ्ख्यातीततमोमलापनयतो नैर्मल्यमाबिभ्रति ॥ २ ॥

## જિનમૂર્તિ પરિકર—

छत्तत्तयउत्तारं, भालकवोलाओ सवणनासाओ ।
सुहयं जिणचरणग्गे, नवग्गहा जक्खजक्खिणिया ॥३॥

वास्तुसार, बिम्बपरीक्षाप्र०, श्लो० २.

જિનમૂર્તિના પરિકરમાં મસ્તક, કપાલ, કાન અને નાકથી ઉપર-બહાર નીકળેલા ત્રણ છત્રનો વિસ્તાર હોય છે, તથા જિનના ચરણોની આગળ નવગ્રહ અને યક્ષ યક્ષિણીઓ હોવી એ સુખદાયક છે ૩

सिंहासणु बिंबाओ दिवड्ढओ, दीहि वित्थरे अद्धो ।
पिंडेण पाउ घडिओ, रूवग नव अहव सत्त जुओ ॥ ४ ॥

वास्तुसार, बिम्बपरीक्षाप्र०, श्लो० २६.

સિંહાસન, લંબાઇમાં મૂર્તિથી દોઢુ, વિસ્તારમાં અડધું અને જાડાઇમા પાભાગ હોવું જોઇએ, તથા હાથી, સિંહ વિગેરે રૂપક નવ અથવા સાત યુક્ત બનાવવુ જોઇએ ૪.

उभयदिसि जक्खजक्खिणि, केसरि गय चामर मज्झि चक्कधरी ।
चउदस बारस दस तिय, छ भाय कमि इअ भवे दीहं ॥ ५ ॥

वास्तुसार, बिम्बपरीक्षाप्र०, श्लो० २७.

સિંહાસનમા બે તરફ યક્ષ અને યક્ષિણી અર્થાત્ પ્રતિમાની જમણી બાજુએ યક્ષ અને ડાબી બાજુએ યક્ષિણી, બે સિંહ, બે હાથી, બે ચામર ધારણ કરનાર અને મધ્યમા ચક્રને ધારણ કરનારી ચક્રેશ્વરી દેવી બનાવવી આમા પ્રત્યેકનુ માપ આ પ્રમાણે છે—ચૌદ ચૌદ ભાગના પ્રત્યેક યક્ષ અને યક્ષિણી,

બાર બાર ભાગના બે સિંહ, દશ દશ ભાગના બે હાથી, ત્રણ ત્રણ ભાગના બે ચામર ઢોળનાર અને મધ્યમા છ ભાગની ચક્રેશ્વરી દેવી, એ પ્રકારે ૮૪ ભાગ લાંબુ સિંહાસન થાય છે. ૫.

चक्कघरी गरुडंका, तस्साहे धम्मचक्क-उभयदिसं ।
हरिणजुअं रमणीयं, गद्दियमज्झम्मि जिणचिण्हं ॥ ६ ॥

वास्तुसार बिम्बपरीक्षाप्र०, श्लो० २८.

સિંહાસનના મધ્ય ભાગમા જે ચક્રેશ્વરી દેવી છે તે ગરૂડની સવારી કરનારી છે, ( તેની ચાર ભુજાઓમાથી બે ભુજા-હાથમા ચક્ર, નીચેની જમણી ભુજા-હાથમા વરદાન અને ડાબી ભુજામા બિજોરૂ રાખવુ જોઇએ ) આ ચક્રેશ્વરી દેવીની નીચે એક ધર્મચક્ર બનાવવુ, આ ધર્મચક્રની બને બાજુએ જુદા એક એક હરિણ બનાવવુ, અને ગાદીના મધ્ય ભાગમા જિનેશ્વર ભગવાનનુ ચિહ્ન કરવુ જોઇએ ૬



# अन्यकृत–जिन–स्तुति (९)

कुलादिबीजं सर्वेषां प्रथमो विमलवाहनः ।
चक्षुष्मांश्च यशस्वी चाभिचन्द्रोऽथ प्रसेनजित् ॥ १ ॥
मरुदेवश्च नाभिश्च, भरते कुलसत्तमः ।
अष्टमो मरुदेव्या तु, नाभेर्जात उरुक्रमः ॥ २ ॥
दर्शयन् वर्त्म वीराणां सुरासुरनमस्कृतः ।
नीतित्रितयकर्ता यो युगादौ प्रथमो जिनः ॥ ३ ॥

भागवत, पञ्चमस्कन्ध, अ० १२, श्लो० १६.

સર્વના કુળનું પ્રથમ બીજરૂપ પહેલા વિમલવાહન નામના કુલકર થયા ૧, પછી ચક્ષુષ્માન્ ૨, યશસ્વી ૩, અભિચંદ્ર ૪, પ્રસેનજિત્ ૫, મરુદેવ ૬ અને નાભિ ૭, આ સાત કુલકર ભરતક્ષેત્રમાં થયા આઠમા ઋષભદેવ કુલકર, મરુદેવામાતાને વિષે નાભિકુલકર થકી થયા, તે મોટા પરાક્રમી હતા, તેણે વીરોનો માર્ગ બતાવ્યો, તેને સુર અને અસુર સર્વે નમતા હતા, તેણે ત્રણ પ્રકારની નીતિ કરી હતી અને તે યુગની આદિમાં પ્રથમ જિનેશ્વર થયા ૧-૩

रैवताद्रौ जिनो नेमिर्युगादिर्विमलाचले ।
ऋषीणामाश्रमा देवमुक्तिमार्गस्य कारणम् ॥ ४ ॥

भागवत, द्वितीयस्कन्ध, अ० ७, श्लो० २३.

રૈવતપર્વત ઉપર શ્રીનેમિનાથ જિનેશ્વર વિચર્યા હતા, અને સિદ્ધાચળ ઉપર શ્રી યુગાદીશ સ્વામી વિચર્યા હતા, તથા સ્વર્ગ અને મુક્તિના માર્ગના કારણરૂપ ઋષિઓના આશ્રમો પણ ત્યાં રહેલા છે. ૪.

नाभिस्तु जनयेत् पुत्रं मरुदेव्यां मनोहरम् ।
ऋषभं क्षत्रियश्रेष्ठं सर्वक्षत्रस्य पूर्वकम् ॥ ५ ॥
ऋषभाद् भरतो जज्ञे, वीरपुत्रशताग्रजः ।
राज्येऽभिषिच्य भरतं महाप्राव्रज्यमाश्रितः ॥ ६ ॥

भागवत, पञ्चमस्कन्ध, अ० ९, श्लो० १२-१३.

નાભિ નામના કુલકરે મરુદેવાને વિષે ક્ષત્રિય વર્ગમા શ્રેષ્ઠ અને સર્વ ક્ષત્રિયોમા પહેલા એવા ઋષભ નામના મનોહર પુત્રને ઉત્પન્ન કર્યો. તે ઋષભદેવના સો વીર પુત્રોમા અગ્રેસર-મોટા ભરત નામના પુત્ર ઉત્પન્ન થયા, તે ભરતને રાજ્યનો અભિષેક કરી શ્રીઋષભદેવે મોટી પ્રવ્રજ્યા-દીક્ષા અગીકાર કરી ૫-૬

नित्यानुभूतनिजलाभनिवृत्ततृष्णः,
श्रेयस्य (?) सद्रचनया चिरसुप्तबुद्धेः ।
लोकस्य यः करुणयोभयमात्मलोक-
माख्यन्नमो भगवते ऋषभाय तस्मै ॥ ७ ॥

भागवत, पञ्चमस्कन्ध, अ० ११, श्लो० १३.

નિરંતર અનુભવેલા આત્મલાભથી જેની સર્વ તૃષ્ણાઓ નિવૃત્ત થઇ હતી એવા જે ભગવાને, ચિરકાળથી જેમની બુદ્ધિ

સુતેલી હતી એવા જગતના લોકોને કરૂણાને લીધે કલ્યાણના માર્ગની ઉત્તમ રચનાવડે આ ભવ અને પરભવનું હિત બતાવ્યું છે, તે ઋષભદેવ ભગવાનને નમસ્કાર હો. ૭

दशभिर्भोजितैर्विप्रैर्यत् फलं जायते कृते ।
मुनेरर्हतां भक्तस्य तत्फलं जायते कलौ ॥ ८ ॥

महाभारत, विराटपर्व, अ० ३२, श्लो० ४३.

સત્ય યુગમાં દશ બ્રાહ્મણ જમાડવાથી જે ફળ–પુણ્ય થાય છે, તેટલું ફળ કલિયુગમાં અરિહંતના ભક્ત એક મુનિને જમાડવાથી થાય છે. ૮.

अष्टषष्टिषु तीर्थेषु, यात्रया यत्फलं भवेत् ।
आदिनाथस्य देवस्य, स्मरणेनापि तत्फलम् ॥ ९ ॥

शिव पु० शिव सहिता, अ० ३३. श्लो० ७५.

અડસઠ તીર્થોને વિષે યાત્રા કરવાથી જે ફળ થાય છે, તેટલું ફળ આદિનાથ દેવના સ્મરણ માત્રથી પણ થાય છે ૯.

निशम्य क्षितौ यं चरित्रं पवित्रं
मृतं मन्यते नामृतं तद्वसत्कः ।
यशोराशिमामा समुद्भासिताशः,
स मां पातु देवो महावीरनामा ॥ १० ॥

कविचक्रवर्ति–देवीप्रसाद.

પૃથ્વીમાં જેનું પવિત્ર ચરિત્ર સાંભળીને ત્યાંના ( પૃથ્વી પરના ) રહેવાસી મનુષ્યો અમૃતને મરેલું ( કલ્પનાનો વિષય )

નથી માનતા. જેમની કીર્તિના સમૂહની કાંતિવડે દિશાઓ વિકસ્વર થઈ છે એવા મહાવીર નામના પ્રભુ મારૂં રક્ષણ કરો. ૧૦.

दया-दान-धर्मादिवीरेषु मुख्यो
यतस्त्वं पृथिव्यां प्रसिद्धोऽसि नाथ ! ।
यतस्ते महावीरता विश्वमान्या,
त्वदन्यः क इदृक् पुमानस्ति धन्यः ॥ ११ ॥

कविचक्रवर्ति-देवीप्रसाद.

દયા, દાન અને ધર્માદિ કાર્યો કરનાર વીરપુરુષોમાં તું મુખ્ય છે તેથીજ હે નાથ ! તું આખા જગતમાં પ્રસિદ્ધ છે. તે કારણથીજ તારી મહાવીરતા-મહાવીરપણું જગતમાં માન્ય છે. તારાથી બીજો ધન્યશાળી પુરુષ કોણ હોઈ શકે ? ૧૧.

अनुग्राहकश्चेद् भवानस्ति लोके,
किमन्यैरनुग्राहकैस्तुच्छभूतैः ।
दिनाधीश्वरे भूरितेजस्युदिते,
न वह्नेः प्रकाशं जनो वाञ्छतीह ॥ १२ ॥

कविचक्रवर्ति-देवीप्रसाद.

આ લોકમાં જો આપ અનુગ્રાહક-કૃપા કરનારા છો, તો બીજા તુચ્છ અનુગ્રાહકોથી શું ? અત્યંત પ્રકાશમાન સૂર્ય ઉગેલો હોય તો આ જગતમાં અગ્નિના પ્રકાશને કોઈ નથી ઇચ્છતું. ૧૨.

पुरस्ते स्वतः सिद्धबोधस्य देव !
वृथा बुद्धतां बुद्धदेवो बिभर्ति ।
महावीर ! मुक्तात्मनस्ते पुरस्ता-
दनर्हत्वमायान्ति मुक्ताः समस्ताः ॥ १३ ॥

कविचक्रवर्ति–देवीप्रसाद.

હે દેવ ! પોતાની મેળેજ બોધને–જ્ઞાનને પ્રાપ્ત કરનાર એવા આપની આગળ બુદ્ધદેવ બુદ્ધપણાને–જ્ઞાનીપણાને વૃથા–ફોગટજ ધારણ કરે છે હે મહાવીર ! જેનો આત્મા મુક્તિને પામ્યો છે એવા આપની આગળ બીજા બધા ( અન્ય તીર્થિકો ) જે મુક્ત થયા છે તે અયોગ્યતાને ધારણ કરે છે ૧૩



# निष्पक्ष–जिन–स्तुति १०

## નિષ્પક્ષ જિન સ્તુતિ.

त्यक्तस्वार्थः परहितरतः सर्वदा सर्वरूपं
सर्वाकारं विविधमसमं यो विजानाति विश्वम्।
ब्रह्मा विष्णुर्भवतु वरदः शङ्करो वा जिनो वा,
यस्याचिन्त्यं चरितमसमं भावतस्तं प्रपद्ये ॥१॥

हरिभद्रसूरि.

સ્વાર્થનો ત્યાગ કરનાર અને બીજાના હિતમાં રક્ત એવા જે કોઈ–સર્વ રૂપવાળા, સર્વ આકારવાળા, વિવિધ પ્રકારના અને કોઈની સમાન નહી એવા આ વિશ્વને નિરંતર જાણે છે, તથા જેનું ચરિત્ર અચિંત્ય અને અનુપમ છે, તેવા કદાચ બ્રહ્મા હોય, વિષ્ણુ હોય, વરદાન આપનાર શંકર હોય, કે રાગ દ્વેષ જિતનાર-જિનેશ્વર હોય–તેને હું ભાવથી અંગીકાર કરૂં છું–દેવરૂપે માનું છું ૧

सदा योगसात्म्यात् समुद्भूतसाम्यः,
प्रभोत्पादितप्राणिपुण्यप्रकाशः।
त्रिलोकीशवन्द्यस्त्रिकालज्ञनेता,
स एकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥ २ ॥

द्वात्रिंशिका, ( हरिभद्रसूरि ) श्लो० १.

સુખમાં કાંઈ પણ વિકાર નથી તે એક પરમાત્મા જ અમારી ગતિ ( શરણ ) છે ૬

न पक्षी न सिंहो वृषो नापि चापं
न रोषप्रसादादिजन्मा विकारः ।
न निन्द्यैश्चरित्रैर्जने यस्य कम्पः,
स एकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥ ७ ॥

द्वात्रिंशिका, ( हरिभद्रसूरि ) श्लो० ९.

જેમને પક્ષી, સિંહ, કે વૃષભ વિગેરેનું વાહન નથી, જેણે ધનુષ વિગેરે શસ્ત્ર ધારણ કર્યું નથી, જેને રાગ દ્વેષાદિકથી ઉત્પન્ન થયેલો વિકાર નથી, અને જેને લોકમાં નિંદ્ય ચરિત્રથી થતો કંપ(ભય) નથી, અર્થાત્ જેનું ચરિત્ર શુદ્ધ છે, તે જ એક પરમાત્મા જિનેશ્વર મારી ગતિ ( શરણ ) છે ૭

न गौरी न गङ्गा न लक्ष्मीर्यदीय
वपुर्वा शिरो वाऽप्युरो वा जगाह ।
यमिच्छाविमुक्तं शिवश्रीस्तु भेजे,
स एकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥ ८ ॥

द्वात्रिंशिका, ( हरिभद्रसूरि ) श्लो० १०.

જેના શરીરને, મસ્તકને કે ઉરસ્થળ ( છાતી )ને ગૌરી, ગંગા કે લક્ષ્મી સ્પર્શ કરતી નથી પરંતુ ઇચ્છા રહિત થયેલા જેને મોક્ષ લક્ષ્મી ભજે છે, તે જ એક પરમાત્મા જિનેશ્વર મારી ગતિ ( શરણ ) છે ૮

न योगा न रोगा न चोद्वेगवेगाः,
स्थितिर्नो गतिर्नो न मृत्युर्न जन्म ।
न पुण्यं न पापं न यस्याऽस्ति बन्धः,
स एकः परमात्मा गतिर्मे जिनेन्द्रः ॥ ९ ॥

द्वात्रिंशिका, ( हरिभद्रसूरि ) श्लो० १७.

જેને યોગ, રોગ, ઉદ્વેગનો આવેશ, સ્થિતિ, ગતિ, મૃત્યુ, જન્મ, પુણ્ય, પાપ અને કર્મબંધ વિગેરે કાંઇ પણ નથી, તે જ એક પરમાત્મા મારી ગતિ ( શરણ ) છે. ૯.

तपः संयमः सूनृतं ब्रह्म शौचं
मृदुत्वार्जवाऽकिञ्चनत्वानि मुक्तिः ।
क्षमैवं यदुक्तो जयत्येव धर्मः,
स एकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥ १० ॥

द्वात्रिंशिका, ( हरिभद्रसूरि ) श्लो०, १८.

તપ, સંયમ, સત્ય, બ્રહ્મચર્ય, શૌચ, મૃદુત્વ, આર્જવ, અપરિગ્રહ, મુક્તિ ( નિર્લોભ ) અને ક્ષમા આ દશ પ્રકારનો જેમણે કહેલો ધર્મ જયવંત વર્તે છે, તે એક જ પરમાત્મા જિનેશ્વર મારી ગતિ ( શરણ ) છે. ૧૦.

यथास्थितं वस्तु दिशन्नधीश !
न तादृशं कौशलमाश्रितोऽसि ।
तुरङ्गशृङ्गाण्युपपादयद्भ्यो
नमः परेभ्यो नवपण्डितेभ्यः ॥ ११ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० ५.

જેને સદા યોગના સાત્મ્યપણાથી (તન્મયપણાથી) સમાનતા ઉત્પન્ન થયેલી છે, જેણે પોતાની પ્રભાવડે પ્રાણીઓને માટે પુણ્યનો પ્રકાશ ઉત્પન્ન કર્યો છે, જે ત્રણ જગતના સ્વામીઓને પણ વાંદવા લાયક છે, અને જે ત્રિકાળ જ્ઞાનીના પણ નાયક છે, તે એક જ જિનેશ્વર પરમાત્મા મારી ગતિ ( શરણ ) છે. ૨

जुगुप्साभयाज्ञाननिद्राऽविरत्य-
ङ्गभूहास्यशुग्द्वेषमिथ्यात्वरागैः ।
न यो रत्यरत्यन्तरायैः सिषेवे,
स एकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥ ३ ॥

द्वात्रिंशिका, ( हरिभद्रसूरि ) श्लो० ३.

જે જિનેંદ્ર પ્રભુ જુગુપ્સા, ભય, અજ્ઞાન, નિદ્રા, અવિરતિ, કામ, હાસ્ય, શોક, દ્વેષ, મિથ્યાત્વ, રાગ, રતિ, અરતિ અને અંતરાયવડે સેવાયા નથી, તે જ એક પરમાત્મા જિનેશ્વર મારી ગતિ ( શરણ ) છે. ૩

न यो बाह्यसत्त्वेन मैत्रीं प्रपन्न-
स्तमोभिर्न नो वा रजोभिः प्रणुन्नः ।
त्रिलोकीपरित्राणनिस्तन्द्रमुद्रः,
स एकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥ ४ ॥

द्वात्रिंशिका, (हरिभद्रसूरि) श्लो० ४.

લોકના પ્રાણીઓનુ રક્ષણ કરવામા સાવધાન-તત્પર છે, તે એક જ પરમાત્મા જિનેશ્વર મારી ગતિ ( શરણ ) છે ૪

हृषीकेश ! विष्णो ! जगन्नाथ ! जिष्णो !,
मुकुन्दाच्युत ! श्रीपते ! विश्वरूप ! ।
अनन्तेति सम्बोधितो यो निराशैः,
स एकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥ ५ ॥

द्वात्रिंशिका, ( हरिभद्रसूरि ) श्लो० ५.

નિસ્પૃહી મુનિઓએ જેમને-હે હૃષીકેશ (ઇંદ્રિયોના સ્વામી) !, હે વિષ્ણુ !, (જ્ઞાનવડે વ્યાપક) !, હે જગન્નાથ !, હે જિષ્ણુ ( કર્મ વેરીને જિતનાર ) !, હે મુકુંદ !, હે અચ્યુત (નહી ચળવાવાળા) !, હે શ્રીપતિ ( જ્ઞાનલક્ષ્મી તથા મોક્ષલક્ષ્મીના પતિ ) !, હે વિશ્વરૂપ ( જ્ઞાનવડે વિશ્વને જોનારા ) !, તથા હે અનંત !-આ રીતે સંબોધન આપીને સ્તવ્યા છે તે જ એક પરમાત્મા જિનેશ્વર મારી ગતિ ( શરણ ) છે ૫

न शूलं न चापं न चक्रादि हस्ते,
न हास्यं न लास्यं न गीतादि यस्य ।
न नेत्रे न गात्रे न वक्त्रे विकारः,
स एकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥ ६ ॥

द्वात्रिंशिका, ( हरिभद्रसूरि ) श्लो० ६.

જેના હાથમા શૂલ, ધનુષ કે ચક્રાદિક શસ્ત્રો નથી, જેને હાસ્ય, નૃત્ય કે ગીતાદિક નથી, તથા જેના નેત્ર, શરીર કે

હે ભગવાન્! યથાર્થ—સત્ય વસ્તુને દેખાડતા તમે તેવા પ્રકારની કુશળતાને પામેલા નથી. જેવી રીતે અશ્વને પણ શીંગડાં હોય છે—એવું અસત્ય પ્રતિપાદન-સિદ્ધ કરનારા અન્ય મતના નવા પંડિતો હોય છે—તેને નમસ્કાર છે. ૧૧.

शरण्य ! पुण्ये तव शासनेऽपि,
सन्देग्धि यो विप्रतिपद्यते वा ।
स्वादौ स तथ्ये स्वहिते च पथ्ये,
सन्देग्धि वा विप्रतिपद्यते वा ॥ १२ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० ९.

હે શરણ કરવા લાયક ભગવાન્! તમારા પવિત્ર શાસનને વિષે પણ જે માણસ શંકા કરે છે; અથવા વિપરીતતા માને છે, તે માણસ સ્વાદિષ્ટ, પોતાને હિતકારક, યોગ્ય અને પથ્ય એવા (ભોજનના) પદાર્થોને વિષે શંકા કરે છે; અથવા વિપરીતતા માને છે એમ જાણવું. ૧૨.

हिंसाद्यसत्कर्मपथोपदेशा-
दसर्वविन्मूलतया प्रवृत्तेः ।
नृशंसदुर्बुद्धिपरिग्रहाच्च,
ब्रूमस्त्वदन्यागममप्रमाणम् ॥ १३ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० १०.

જનોએ તે આગમનો સ્વીકાર કરેલો છે-પંડિત જનોએ તેનો સ્વીકાર કર્યો નથી. તેથી તે આગમોને અમે અપ્રમાણ કહીએ છીએ. ૧૩.

हितोपदेशात् सकलज्ञकॢप्ते-
मुमुक्षुसत्साधुपरिग्रहाच्च ।
पूर्वापरार्थेष्वविरोधसिद्धे-
स्त्वदागमा एव सतां प्रमाणम् ॥ १४ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० ११.

હે ભગવાન્! તમારા આગમને વિષે હિત ઉપદેશ રહેલો છે, તે સર્વજ્ઞોએ પ્રરૂપેલા છે, મોક્ષની ઇચ્છાવાળા ઉત્તમ સાધુઓએ તેનો અંગીકાર કર્યો છે, તથા તેમાં પૂર્વાપરનો વિરોધ આવતો નથી, તેથી કરીને જ તમારા આગમ સત્પુરુષોને પ્રમાણરૂપ છે. ૧૪.

क्षिप्येत वाऽन्यैः सदृशीक्रियेत वा,
तवाङ्घ्रिपीठे लुठनं सुरेशितुः ।
इदं यथावस्थितवस्तुदेशनं
परैः कथङ्कारमपाकरिष्यते ? ॥ १५ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० १२.

હે સ્વામી! દેવેંદ્રો આપના પાદપીઠને વિષે આળોટે છે, તે અન્ય મતવાળાઓ ન માને અથવા પોતાના તીર્થસ્થાપકોની સદૃશ માને એટલે કે અમારા તીર્થસ્થાપકોને પણ દેવેંદ્રો વાંદે છે એમ કહે, પરંતુ આપ યથાર્થ તત્ત્વની દેશના આપો

છો એ વાતને અન્યમતીઓ શી રીતે દૂર કરી શકશે ? અર્થાત્ અન્યમતીઓ આપની શુદ્ધ દેશનાને કોઇ રીતે દૂર કરી શકે તેમ નથી ૧૫

यदार्जवादुक्तमयुक्तमन्यै-
स्तदन्यथाकारमकारि शिष्यैः ।
न विप्लवोऽयं तव शासनेऽभू-
दहो ! अधृष्या तव शासनश्रीः ॥ १६ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० १६.

હે સ્વામી ! અન્ય તીર્થસ્થાપકોએ સરળપણાને લીધે જે અયુક્ત વચન કહ્યુ, તેને તેના શિષ્યોએ ઘણે પ્રકારે ફેરવી નાખ્યુ આવો ફેરફાર તમારા આગમમા થયો નથી, તેથી અહો ! તમારા શાસનની લક્ષ્મી-શોભા અધૃષ્ય-કોઇથી પરાભવ પમાડી ન શકાય તેવી છે ૧૬

देहाद्ययोगेन सदाशिवत्वं,
शरीरयोगादुपदेशकर्म ।
परस्परस्पर्धि कथं घटेत,
परोपक्लृप्तेष्वधिदैवतेषु ॥ १७ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० १७

શરીરાદિકના અભાવથી સદાશિવપણુ-સિદ્ધપણું ઘટે છે, અને શરીરના સબંધથી ઉપદેશની ક્રિયા ઘટે છે છતા અન્ય મતવાળાએ કલ્પના કરેલા દેવોને વિષે તે બન્ને પરસ્પર વિરોધિ હોવાથી શી રીતે ઘટી શકે ? અર્થાત્ રાગદ્વેષાદિકનો

સંબંધ હોવાથી સદાશિવપણું ઘટતું નથી અને શરીર વિના ઉપદેશ ઘટતો નથી, પણ જૈન શાસનમા તો તે બન્ને બાબત ઘટે છે. ૧૭.

प्रागेव देवान्तरसंश्रितानि,
रागादिरूपाण्यवमान्तराणि ।
न मोहजन्यां करुणामपीश !
समाधिमाध्यस्थ्ययुगाश्रितोऽसि ॥ १८ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० १८.

હે ઈશ ! તમે સમાધિ અને મધ્યસ્થભાવનો આશ્રય કર્યો છે, તેથી મોહનીય કર્મથી ઉત્પન્ન થનારી કરુણા પણ તમને ઉત્પન્ન થતી નથી, અને તેથી કરીને પ્રથમથીજ અધમ એવા રાગાદિક દોષોએ અન્ય દેવોનો આશ્રય કર્યો છે. ૧૮.

जगन्ति भिन्दन्तु सृजन्तु वा पुन-
र्यथा तथा वा पतयः प्रवादिनाम् ।
त्वदेकनिष्ठे भगवन् ! भवक्षय-
क्षमोपदेशे तु परं तपस्विनः ॥ १९ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० १९.

હે ભગવાન્ ! અન્ય તીર્થના પ્રવાદીઓના પતિઓ-બ્રહ્મા વિગેરે દેવો જગતનો પ્રલય કરો અથવા સૃષ્ટિને સરજો પરંતુ સંસારનો ક્ષય કરવામાં સમર્થ એવા તમારા અદ્વિતીય ઉપદેશની પાસે તો તે તપસ્વીઓ-ગરીબડા થઇ જાય છે. ૧૯.

वपुश्च पर्यङ्कशयं श्लथं च,
दृशौ च नासानियते स्थिरे च ।
न शिक्षितेयं परतीर्थनाथै-
र्जिनेन्द्र ! मुद्राऽपि तवान्यदास्ताम्॥२०॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० २०.

હે જિનેંદ્ર ! પર્યંક આસને રહેલું અને શિથિલ તમારું શરીર તથા નાસિકાને વિષે સ્થાપન કરેલી સ્થિર દૃષ્ટિ-આ રીતની તમારી મુદ્રા પણ અન્ય તીર્થિકો-દેવો શીખી શકયા નથી, તો બીજા ગુણો તો દૂર રહો. ૨૦.

अपक्षपातेन परीक्षमाणा
द्वयं द्वयस्याप्रतिमं प्रतीमः ।
यथास्थितार्थप्रथनं तवैत-
दस्थाननिर्बन्धरसं परेषाम् ॥ २१ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० २२.

પક્ષપાત વિના વિચારપૂર્વક જોનારા અમને બે દેવની બે બાબત અનુપમ-અપૂર્વ જણાય છે, તે એ કે-હે ભગવાન્! તમે પદાર્થના યથાર્થ સ્વરૂપને પ્રગટ કરો છો, અને બીજા અન્યતીર્થિક દેવો અયોગ્ય કદાગ્રહના રસને છોડતા નથી. ૨૧.

विमुक्तवैरव्यसनानुबन्धाः,
श्रयन्ति यां शाश्वतवैरिणोऽपि ।

परैरगम्यां तव योगिनाथ !
तां देशनाभूमिमुपाश्रयेऽहम् ॥ २२ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० २४.

હે યોગીઓના નાથ ભગવાન્ ! શાશ્વત વેરવાળા પ્રાણીઓ પણ વેર અને વ્યસન (કષ્ટ) ના અનુબંધ-સંબંધનો ત્યાગ કરી, જે તમારી દેશના-ભૂમિનો-સમવસરણનો આશ્રય કરે છે, બીજાઓને અગમ્ય એવી તે તમારી દેશના ભૂમિનો હું આશ્રય કરૂં છું-સેવું છું. ૨૨.

स्वकण्ठपीठे कठिनं कुठारं
परे किरन्तः प्रलपन्तु किञ्चित् ।
मनीषिणां तु त्वयि वीतराग !
न रागमात्रेण मनोऽनुरक्तम् ॥ २३ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० २६.

અન્યતીર્થિક દેવો પોતાના કંઠપીઠ પર તીક્ષ્ણ કુહાડો મૂકીને કાંઇ પણ ભલે બોલો; પરંતુ હે વીતરાગ ! પંડિતોનું મન તમારે વિષે જે રાગી થયું છે તે કેવળ રાગને લઇને જ રાગી થયું નથી-અર્થાત્ તેવા પ્રકારના અતિશયોને તથા ગુણોને જોઇને રાગી થયુ છે ૨૩.

सुनिश्चितं मत्सरिणो जनस्य,
न नाथ ! मुद्रामतिशेरते ते ।
माध्यस्थ्यमास्थाय परीक्षका ये,
मणौ च काचे च समानुबन्धाः ॥ २४ ॥

अयोगव्यव० द्वात्रिं० श्लो० २७.

હે નાથ! જે પરીક્ષકો મધ્યસ્થપણાનો આશ્રય કરીને તમારી અને મત્સરી-ઇર્ષ્યાળુ માણસોની મુદ્રામાં નિશ્ચયપણે કંઇ પણ વિશેષતાને નથી જોતા તે પરીક્ષકો મણિ અને કાચમાં સમાન બુદ્ધિવાળા છે ૨૪.

इमां समक्षं प्रतिपक्षसाक्षिणा-
मुदारघोषामवघोषणां ब्रुवे ।
न वीतरागात् परमस्ति दैवतं
न चाप्यनेकान्तमृते नयस्थितिः ॥२५॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० २८.

પ્રતિપક્ષના સાક્ષીઓની સન્મુખ-આગળ હુ આ ઉંચે સ્વરે ઘોષણા કરૂં છું કે-વીતરાગથી બીજો કોઇ ઉત્કૃષ્ટ દેવ નથી અને અનેકાંત મત વિના બીજે કોઇ પણ ઠેકાણે નયોની સ્થિતિ ( શુદ્ધ આગમ-શાસ્ત્ર ) નથી ૨૫

तमःस्पृशामप्रतिभासभाजं
भवन्तमप्याशु विविन्दते याः ।
महेम चन्द्रांशुदृशावदाता-
स्तास्तर्कपुण्या जगदीश ! वाचः ॥२६॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० ३०.

હે જગદીશ ! અજ્ઞાનને સ્પર્શ કરનાર પ્રાણીઓની બુદ્ધિમાં ન આવી શકે તેવા તમને પણ શીઘ્રપણે જે વાણી વિશેષ પ્રકારે પ્રાપ્ત થાય છે, તે ચંદ્રના કિરણો જેવી ઉજ્વળ અને તર્કવડે પવિત્ર એવી વાણીની અમે સ્તુતિ કરીએ છીએ. ૨૬.

यत्र तत्र समये यथा तथा,
योऽसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुषः स चेद् भवा-
नेक एव भगवन् ! नमोऽस्तु ते ॥ २७ ॥

अयोगव्यव० द्वात्रिं०, श्लो० ३१.

જે તે સમયે, જે તે પ્રકારે, જે તે નામવડે, જે તમે છો; તે જ તમે છો. તે જો દોષરૂપી મળ રહિત એટલે રાગ-દ્વેષ રહિત કોઇ હોય, તો તે તમે એક જ છો તેથી હે ભગવાન્ ! તમને નમસ્કાર છે ૨૭

नयास्तव स्यात्पदलाञ्छना इमे,
रसोपविद्धा इव लोहधातवः ।
भवन्त्यभिप्रेतफला यतस्ततो
भवन्तमार्याः प्रणता हितैषिणः ॥ २८ ॥

अर्हत्स्तव, ( समन्तभद्राचार्य )

હે જિનેન્દ્ર ! જેથી કરીને રસથી વિંધાયેલા લોહધાતુની જેમ તમારા આ નયો સ્યાત્ એવા પદથી લાંછિત-યુક્ત થઇને ઇચ્છિત ફળને આપનારા થાય છે, તેથી કરીને હિતને ઇચ્છનારા આર્ય પુરુષો આપને પ્રણામ કરે છે ૨૮

बन्धुर्न नः स भगवान् रिपवोऽपि नान्ये,
साक्षान्न दृष्टचर एकतमोऽपि चैषाम् ।

श्रुत्वा वचः सुचरितं च पृथग्विशेषं
वीरं गुणातिशयलोलतयाऽऽश्रिताः स्मः ॥२९॥

लोकतत्त्वनिर्णय, ( हरिभद्रसूरि )

તે ભગવાન્ મહાવીર સ્વામી અમારા બંધુ નથી અને બીજા બ્રહ્માદિક દેવો અમારા શત્રુ પણ નથી. તથા તે સર્વમાંથી કોઈ પણ એકને અમે સાક્ષાત્ જોયા પણ નથી. છતાં તેમના સામાન્ય અને વિશેષ એવા વચનને તથા સારા ચરિત્રને સાંભળીને અમો એ ગુણોના અતિશયને મેળવવાના લોભથી શ્રી મહાવીર સ્વામીનો આશ્રય કર્યો છે. ૨૯.

सर्वज्ञस्त्वं जिनवरपते ! सर्वदोषोज्झितत्वाद्
निर्दोषस्त्वं सकलविषया माननिर्वाधकत्वात् ।
सम्यग्वाक् त्वं भवदभिमते न ह्यनेकान्तवादे,
कश्चिद् बाधः स्फुरति तदहो ! त्वां प्रवन्दन्त आर्याः ॥३०॥

न्यायकुसुमाञ्जलि, (न्यायविजय)

હે જિનેંદ્ર ! તમે સર્વ દોષ રહિત હોવાથી સર્વજ્ઞ છો, સમગ્ર પ્રકારે માનનો નાશ કરેલો હોવાથી તમે નિર્દોષ છો, તથા અનેકાંત વાદવાળા તમારા મતમાં કાંઈ પણ બાધ આવતો નથી; તેથી સત્ય વચનવાળા છો. માટે જ હે ભગવાન્ ! તમને આર્યજનો વંદના કરે છે. ૩૦.



# आत्मनिन्दा-गर्भित-जिन-स्तुति (११)

આત્મનિન્દાઃ—

क्षणं सक्तः क्षणं मुक्तः, क्षणं क्रुद्धः क्षणं क्षमी ।
मोहाद्यैः क्रीडयैवाहं कारितः कपिचापलम् ॥ १ ॥

वीतरागस्तोत्र प्र० १६, श्लो० ४.

હે પ્રભુ! હું કોઈવાર સંસારના સુખમા આસક્ત થયો છું, તો કોઈવાર તનાથી મુક્ત (નિર્લોભ) થયો છું. કોઇવાર ક્રોધ પામ્યો છું, તો કોઈવાર ક્ષમાવાળો થયો છું. આવી રીતે મોહાદિકે મને વાંદરા જેવી ચપલતા કરાવી છે—વાંદરાની જેમ નચાવ્યો છે ૧.

त्राता तात ! त्वमेवैकस्त्वत्तो नान्यः कृपापरः ।
नान्यो मत्तः कृपापात्रमेधि यत्कृत्यकर्मठः ॥ २ ॥

वीतरागस्तोत्र प्र० १६, श्लो० ८.

मद्दृशौ त्वन्मुखासक्ते, हर्षबाष्पजलोर्मिभिः ।
अप्रेक्ष्यप्रेक्षणोद्भूतं क्षणात् क्षालयतां मलम् ॥ ३ ॥

वीतरागस्तोत्र प्र० २०, श्लो० २.

હે પ્રભુ! પૂર્વે નહિ જોવા લાયક (પરસ્ત્રી, કુદેવ વિગેરે) જોવાથી ઉત્પન્ન થયેલા પાપ રૂપ મળને અત્યારે આપના મુખમાં આસક્ત થયેલાં મારાં નેત્રો હર્ષાશ્રુના જલતરંગોવડે ક્ષણવારમાં ધોઇ નાંખો. ૩.

मम त्वद्दर्शनोद्भूताश्चिरं रोमाञ्चकण्टकाः ।
नुदन्तां चिरकालोत्थामसद्दर्शनवासनाम् ॥ ४ ॥

वीतरागस्तोत्र प्र० २०, श्लो० ४.

હે વીતરાગ! મને આપના દર્શનથી ઉત્પન્ન થયેલા રોમાંચરૂપી કંટકો ચિરકાળથી એટલે અનાદિકાળના ભવભ્રમણથી ઉત્પન્ન થયેલી કુશાસનની દુર્વાસનાને દૂર કરો. (કાંટાવડે પીડા પામવાથી બહાર નીકળી જાઓ.) ૪.

दत्तं न दानं परिशीलितं च,
न शालि शीलं न तपोऽभितप्तम् ।
शुभो न भावोऽप्यभवद् भवेऽस्मिन्,
विभो ! मया भ्रान्तमहो ! मुधैव ॥ ५ ॥

दग्धोऽग्निना क्रोधमयेन दष्टो
दुष्टेन लोभाख्यमहोरगेण ।
ग्रस्तोऽभिमानाजगरेण माया-
जालेन बद्धोऽस्मि कथं भजे त्वाम् ? ॥ ६ ॥

रत्नाकरपं०, श्लो० ५.

હે પ્રભુ ! ક્રોધમય અગ્નિવડે હું બળી ગયેલો છું, લોભ નામના દુષ્ટ મોટા સર્પવડે હું ડસાયો છું, અભિમાનરૂપી અજગરવડે હું ગળાયો છું, અને માયારૂપી જાળવડે હું બંધાયો છું. તેથી તમને શી રીતે ભજું ? ૬.

वैराग्यरङ्गः परवञ्चनाय,
धर्मोपदेशो जनरञ्जनाय ।
वादाय विद्याऽध्ययनं च मेऽभूत्,
कियद् ब्रुवे हास्यकरं स्वमीश ! ॥ ७ ॥

रत्नाकरपं०, श्लो० ९.

હે સ્વામી ! મારો વૈરાગ્યનો રંગ પરને છેતરવા માટે થયો, ધર્મનો ઉપદેશ લોકોને રંજન કરવા માટે થયો, તથા મારો વિદ્યાભ્યાસ વાદ-વિવાદને માટે થયો. આ રીતે હાંસીને પાત્ર મારી ચેષ્ટા હું આપને કેટલી કહું ? ૭.

परापवादेन मुखं सदोषं
नेत्रं परस्त्रीजनवीक्षणेन ।

चेतः परापायविचिन्तनेन,
कृतं भविष्यामि कथं विभोऽहम् ? ॥ ८ ॥
रत्नाकरपं०, श्लो० १०.

મે મારૂ મુખ પરના અપવાદ બોલવાવડે દોષવાળુ કર્યું છે, પરસ્ત્રીને જોવાવડે નેત્રને દૂષિત કર્યા છે, અને બીજાનુ અશુભ ચિંતવવાવડે ચિત્તને દૂષિત કર્યું છે તો હે પ્રભુ ! હું કેવી રીતે કૃતાર્થ થઇશ ? ૮

आयुर्गलत्याशु न पापबुद्धि-
र्गतं वयो नो विषयाभिलाषः ।
यत्नश्च भैषज्यविधौ न धर्मे,
स्वामिन् ! महामोहविडम्बना मे ॥ ९ ॥
रत्नाकरप०, श्लो० १६

મારૂ આયુષ્ય શીઘ્રપણે ગળીજાય છે-ક્ષીણ થાય છે પણ પાપ બુદ્ધિ ક્ષીણ થતી નથી, મારૂ વય (ઉમ્મર) જતુ રહ્યુ છે, પણ વિષયનો અભિલાષ ગયો નથી, ઔષધ કરવામા મે યત્ન કર્યો છે, પણ ધર્મને વિષે યત્ન કર્યો નથી હે સ્વામી ! આ સર્વ મને મહા મોહની વિડબના છે ૯

न देवपूजा न च पात्रपूजा,
न श्राद्धधर्मश्च न साधुधर्मः ।
लब्ध्वाऽपि मानुष्यमिदं समस्तं
कृतं मयाऽरण्यविलापतुल्यम् ॥ १० ॥
रत्नाकरप०, श्लो० १८.

હે સ્વામી! આ ઉત્તમ મનુષ્યપણું પ્રાપ્ત થયા છતાં મેં દેવપૂજા કરી નથી, પાત્રને દાન દેવારૂપ પાત્ર-પૂજા પણ કરી નથી, શ્રાવકનો ધર્મ પાળ્યો નથી, તથા સાધુધર્મ પણ પાળ્યો નથી. પરંતુ આ ભવમાં જે જે કાર્ય કર્યાં છે તે સર્વ મેં અરણ્યમાં વિલાપ કરવા જેવું કર્યું છે-સર્વ નિષ્ફળ કર્યું છે ૧૦.

सद्भोगलीला न च रोगकीला,
धनागमो नो निधनागमश्च ।
दारा न कारा नरकस्य चित्ते,
व्यचिन्ति नित्यं मयकाऽधमेन ॥ ११ ॥

रत्नाकरपं०, श्लो० २०.

હે પ્રભુ! અધમ એવા મેં નિરંતર ચિત્તને વિષે ઉત્તમ ભોગની ક્રીડાનું ચિંતવન કર્યું છે, પણ રોગની જ્વાળા પ્રાપ્ત થશે તેનો વિચાર કર્યો નથી, ધનની પ્રાપ્તિનો વિચાર કર્યો છે, પણ મરણની પ્રાપ્તિ થવાની છે તેનો વિચાર કર્યો નથી, તથા સ્ત્રી મેળવવાનો વિચાર કર્યો છે, પણ નરકનું કેદખાનું મળવાનું છે તેનો વિચાર કર્યો નથી. ૧૧.

तव प्रेष्योऽस्मि दासोऽस्मि, सेवकोऽस्म्यस्मि किङ्करः ।
ओमिति प्रतिपद्यस्व, नाथ! नातः परं ब्रुवे ॥१२॥

वीतरागस्तोत्र प्र० २०, श्लो० ८.

હે નાથ! હું તમારો દાસ છુ, ભૃત્ય છું, સેવક છું અને કિંકર છું તે તમે 'બહુ સારૂં' એમ કહીને અંગીકાર કરો, એ સિવાય બીજું કાંઇ હુ કહેતો નથી. ૧૨.

लीलादलितनिःशेषकर्मजाल ! कृपापर ! ।
मुक्तिमर्थयते नाथ !, येनाद्यापि न दीयते ॥ १३ ॥
परमात्मपं०, ( यशोविजय )

ક્રીડા માત્રથી જ નષ્ટ કરી છે કર્મ રૂપી જાલ જેણે એવા દયાળુ હે નાથ ! હજુ સુધી આપ મુક્તિ દેતા નથી, તેથી મુક્તિની હું યાચના કરું છું. ૧૩

अपारघोरसंसारनिमग्नजनतारक ।
किमेष घोरसंसारे, नाथ ! ते विस्मृतो जनः ॥ १४ ॥
परमात्मपं०, ( यशोविजय )

હે નાથ ! જેમ સૂર્યના વિના કમલનું વન વિકસિત થતું નથી, તેમ જગતને એક નેત્ર સમાન હે પ્રભુ! આપના વિના મોક્ષની પ્રાપ્તિ નથી ૧૬

अनन्तवीर्यसम्भार !, जगदालम्बदायक ! ।
विधेहि निर्भयं नाथ !, मामुत्तार्य भवाटवीम् ॥ १७ ॥
परमात्मपं०, ( यशोविजय )

અનન્ત શક્તિને ધારણ કરનાર અને જગતને આધાર આપનાર હે નાથ ! ભવરૂપી જંગલમાંથી બહાર કાઢીને મને ભય વિનાનો કર ૧૭

कल्पद्रोरपि कल्पद्रुर्महतोऽपि मणेर्मणिः ।
देवानामपि पूज्योऽसि, कियत् ते मम पूरणम् ? ॥१८॥
दीनाक्रन्दनद्वा०, ( न्यायविजय ) श्लो० ४.

તું કલ્પવૃક્ષનો પણ કલ્પવૃક્ષ છે, મહાન્ મણિનો પણ મણિ છે, તું દેવોને પણ પૂજ્ય છે, તો મારા જેવાનું પૂરણ કરવું –મારી મુક્તિની ઈચ્છાની પૂર્તિ કરવી–એમાં તે તમને શું ( શ્રમ પડવાનો છે ) ? ૧૮

स्वयं जानासि हे देव !, कीदृशोऽस्मि दयास्पदम् ? ।
दयारत्नाकरश्चासि, नाथ ! नाथामि ते दयाम् ॥ १९ ॥
दीनाक्रन्दनद्वा०, ( न्यायविजय ) श्लो० ५.

હે દેવ ! તું સ્વયં જાણે છે કે, હું કેવો દયાપાત્ર છું, અને તું તો દયાનો મહાસાગર છે હે નાથ ! તારી દયા યાચું છું ૧૯

दौर्बल्येऽपि खरः क्रोधो नैर्गुण्येऽप्यभिमानिता ।
वैयर्थ्येऽपि महामाया, लोभो दौस्थ्येऽपि मे महान् ॥२०॥
दीनाक्रन्दनद्वा०, ( न्यायविजय ) श्लो० ८.

હે પ્રભુ ! દુર્બલતા છતાં ઉગ્ર ક્રોધ, નિર્ગુણતા છતાં પ્રબળ અભિમાન, અકર્મણ્યતા યા અર્થહીન સ્થિતિ છતાં મહામાયા અને દારિદ્રય છતાં મહાન્ લોભ મારામાં ભરેલા છે. ૨૦.

शास्त्राणां पठनं ज्ञानं बोधनं सुकरं किल ।
दुष्करं तु परं नाथ !, जीवने स्वे प्रवेशनम् ॥ २१ ॥
दीनाक्रन्दनद्वा०, ( न्यायविजय ) श्लो० १४.

શાસ્ત્રો ભણવા, જાણવા અને બીજાઓને સમજાવવાં સ્હેલાં છે, પણ હે નાથ ! પોતાના જીવનમાં ઉતારવાં દોહ્યલાં થઇ પડ્યાં છે ૨૧.

यादृशस्तादृशो वाऽपि, देव ! दासोऽस्मि तावकः ।
दासोद्धरणशैथिल्यं स्वामिनो न हि शोभते ॥ २२ ॥
दीनाक्रन्दनद्वा०, (न्यायविजय) श्लो० १८.

દેવ ! જેવો-તેવો પણ હું તારો દાસ છું; દાસનો ઉદ્ધાર કરવામાં શિથિલ થવું એ સ્વામીને ન શોભે ૨૨.

मत्तोऽप्यधिकपाप्मानो दृश्यन्ते सुखशालिनः ।
निष्ठुरव्यवहारेण, विधिर्मय्येव वर्तते ॥ २३ ॥
दीनाक्रन्दनद्वा०, ( न्यायविजय ) श्लो० २१.

મારાથી પણ વધુ પાપ કરનારા દુનિયામાં સુખી દેખાય છે. " વિધાતા " મારા પર જ કેમ નિષ્ઠુર વ્યવહાર ચલાવે છે ? ૨૩.



# सामान्य-जिन-स्तुति (१२)

જનદેહ પ્રશંસાઃ—

किं कर्पूरमयं सुधारसमयं किं चन्द्ररोचिर्मयं ?
किं लावण्यमयं महामणिमयं कारुण्यकेलिमयम् ?।
विश्वानन्दमयं महोदयमयं शोभामयं चिन्मयं,
शुक्लध्यानमयं वपुर्जिनपतेर्भूयाद् भवालम्बनम्॥१॥
अभयदेवसूरि.

આ જિનેશ્વરનુ શરીર શું કપૂરમય છે ? શું અમૃતરસમય છે ? શું ચંદ્રની કાંતિમય છે ? શું લાવણ્યમય છે ? શું મહા મણિમય છે ? આવા પ્રકારનું તે શરીર કરુણાને ક્રીડા કરવાનું ઘરરૂપ, વિશ્વને આનંદ આપનારૂં, મોટા ઉદયવાળું, શોભામય, ચૈતન્યમય અને શુકલધ્યાનમય શ્રી જિનેંદ્રનું શરીર પ્રાણીઓને ભવકૂપને વિશે આલંબનરૂપ થાઓ. ૧.

જિનસ્તુતિઃ—

प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं
वदनकमलमङ्कः कामिनीसङ्गशून्यः ।
करयुगमपि यत्ते शस्त्रसम्बन्धवन्ध्यं
तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥ २ ॥
उपदेशसप्तति.

दौर्बल्येऽपि खरः क्रोधो नैर्गुण्येऽप्यभिमानिता ।
वैयर्थ्येऽपि महामाया, लोभो दौस्थ्येऽपि मे महान् ॥२०॥
दीनाक्रन्दनद्वा०, ( न्यायविजय ) श्लो० ८.

હે પ્રભુ ! દુર્બલતા છતાં ઉગ્ર ક્રોધ, નિર્ગુણતા છતાં પ્રબળ અભિમાન, અકર્મણ્યતા યા અર્થહીન સ્થિતિ છતાં મહામાયા અને દારિદ્રય છતાં મહાન્ લોભ મારામાં ભરેલા છે. ૨૦.

शास्त्राणां पठनं ज्ञानं बोधनं सुकरं किल ।
दुष्करं तु परं नाथ !, जीवने स्वे प्रवेशनम् ॥ २१ ॥
दीनाक्रन्दनद्वा०, ( न्यायविजय ) श्लो० १४.

શાસ્ત્રો ભણવાં, જાણવાં અને બીજાઓને સમજાવવાં સ્હેલાં છે, પણ હે નાથ ! પોતાના જીવનમાં ઉતારવાં દોહ્યલાં થઇ પડ્યાં છે ૨૧.

यादृशस्तादृशो वाऽपि, देव ! दासोऽस्मि तावकः ।
दासोद्धरणशैथिल्यं स्वामिनो न हि शोभते ॥ २२ ॥
दीनाक्रन्दनद्वा०, (न्यायविजय) श्लो० १८.

દેવ ! જેવો-તેવો પણ હું તારો દાસ છું; દાસનો ઉદ્ધાર કરવામાં શિથિલ થવું એ સ્વામીને ન શોભે ૨૨.

मत्तोऽप्यधिकपाप्मानो दृश्यन्ते सुखशालिनः ।
निष्ठुरव्यवहारेण, विधिर्मय्येव वर्तते ॥ २३ ॥
दीनाक्रन्दनद्वा०, ( न्यायविजय ) श्लो० २१.

મારાથી પણ વધુ પાપ કરનારા દુનિયામાં સુખી દેખાય છે. " વિધાતા " મારા પર જ કેમ નિષ્ઠુર વ્યવહાર ચલાવે છે ? ૨૩.



## सामान्य–जिन–स्तुति (१२)

જિનદેહ પ્રશંસાઃ—

किं कर्पूरमयं सुधारसमयं किं चन्द्ररोचिर्मयं ?
किं लावण्यमयं महामणिमयं कारुण्यकेलिमयम् ?।
विश्वानन्दमयं महोदयमयं शोभामयं चिन्मयं,
शुक्लध्यानमयं वपुर्जिनपतेर्भूयाद् भवालम्बनम्॥१॥

अभयदेवसूरि.

આ જિનેશ્વરનું શરીર શું કપૂરમય છે ? શું અમૃતરસમય છે ? શું ચન્દ્રની કાન્તિમય છે ? શું લાવણ્યમય છે ? શું મહા મણિમય છે ? આવા પ્રકારનું તે શરીર કરુણાને ક્રીડા કરવાનું ઘરરૂપ, વિશ્વને આનંદ આપનારૂં, મોટા ઉદયવાળું, શોભામય, ચૈતન્યમય અને શુક્લધ્યાનમય શ્રી જિનેંદ્રનું શરીર પ્રાણીઓને ભવકૂપને વિશે આલંબનરૂપ થાઓ. ૧

જિનસ્તુતિઃ—

प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं
वदनकमलमङ्कः कामिनीसङ्गशून्यः ।
करयुगमपि यत्ते शस्त्रसम्बन्धवन्ध्यं
तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥ २ ॥

उपदेशसप्तति.

હે જિનેંદ્ર ! તમારી બે દૃષ્ટિ-નેત્ર શાંતરસમાં નિમગ્ન છે, તમારૂં મુખ કમળ પ્રસન્ન છે, તમારો ઉત્સંગ ( ખોળો ) સ્ત્રીના સંગથી રહિત છે, તથા તમારા બન્ને હાથ શસ્ત્રના સંબંધથી રહિત છે, તેથી જગતમાં તમે એક જ વીતરાગ-રાગદ્વેષ રહિત દેવ છો. ૨.

द्विजराजमुखो गजराजगति-
रुणोष्ठपुटः सितदन्ततातिः ।
शितिकेशभरोऽम्बुजमञ्जुकरः,
सुरभिश्वसितः प्रभयोल्लसितः ॥ ३ ॥

मतिमान् श्रुतवान् प्रथितावधियुक्,
पृथुपूर्वभवस्मरणो गतरुग् ।
मति-कान्ति-धृतिप्रभृतिस्वगुणै-
र्जगतोऽप्यधिको जगतीतिलकः ॥ ४ ॥

कल्पसूत्र-सुबोधिका.

જિનેશ્વરનું મુખ ચંદ્ર જેવું છે, તેની ગતિ હાથી જેવી છે, તેના ઓષ્ઠ રાતા છે, તેના દાંતની શ્રેણિ શ્વેત છે, તેના કેશનો સમૂહ શ્યામ છે, તેના હાથ કમળ જેવા કોમળ છે, તેનો શ્વાસ સુગંધિ છે, તેનું શરીર કાંતિવડે દેદીપ્યમાન છે. તે મતિજ્ઞાનવાળા છે, શ્રુતજ્ઞાનવાળા છે, તેમને વિસ્તારવાળું અવધિજ્ઞાન છે, તેને ઘણા પૂર્વ ભવોનું સ્મરણ છે, તે રોગ રહિત છે, તે બુદ્ધિ, કાંતિ, ધૃતિ-ધીરજ વિગેરે પોતાના ગુણોવડે જગતથી પણ અધિક છે, તથા જગતમાં તિલક સમાન છે. ૩-૪.

न केवलं रागमुक्तं वीतराग ! मनस्तव ।
वपुःस्थितं रक्तमपि, क्षीरधारासहोदरम् ॥ ५ ॥

वीतरागस्तोत्र, प्र० २, श्लो० ५.

હે વીતરાગ ! કેવળ આપનું મન રાગ રહિત થએલું છે એમ નથી, પરંતુ આપના શરીરમાં રહેલુ રક્ત ( રુધિર ) દૂધની ધારા જેવું ધોળું છે, એટલે આપના રુધિરમાંથી પણ સ્વાભાવિક રાગ-રંગ-રતાશ જતી રહી છે. ૫.

प्रसन्नमास्यं मध्यस्थे, दृशौ लोकम्पृणं वचः ।
इति प्रीतिपदे बाढं मूढास्त्वय्यप्युदासते ॥ ६ ॥

वीतरागस्तोत्र प्र० ६, श्लो० ११.

હે પ્રભુ ! આપનું મુખ પ્રસન્ન છે, બન્ને નેત્રો મધ્યસ્થ ( વિકાર રહિત ) છે, અને આપનું વચન લોકોને પ્રીતિકારક છે. છતાં પણ મૂઢ લોકો આપના તરફ ઉદાસીન રહે છે. ૬.

क्षोणीं क्षान्त्या क्षिपन्तः क्षणिकरतिकरस्त्रीकटाक्षाऽक्षताक्षा
मोक्षक्षेत्राभिकाङ्क्षाः क्षपितशुभशताक्षेमविक्षेपदक्षाः ।
अक्षोभाः क्षीणरुक्षाक्षरपटुरचना जन्तवो मङ्क्ष्वलक्ष्मीं
साक्षाद् वीक्ष्य क्षिपन्ति क्षपयतु स जिनः क्षय्यपक्षं यदङ्घ्री॥७

जिनश०, परिच्छे० १, ( जम्बुगुरु ) श्लो० ९.

જેઓ ક્ષમા ગુણવડે ક્ષોણી-ક્ષમા ( પૃથ્વી ) નો તિરસ્કાર કરનારા છે, ક્ષણવાર સુખ કરનારા સ્ત્રીઓના કટાક્ષોવડે જેની ઇંદ્રિયો હણાયી-જીતાયી નથી, જેઓ મોક્ષક્ષેત્રની ઇચ્છા રાખે

છે, જેઓ સેકડો શુભને નાશ કરનાર અક્ષેમ ( અકલ્યાણ ) નો નાશ કરવામા નિપુણ છે, જેઓ કાઇથી ક્ષોભ પામતા નથી, જેઓ લૂખા કઠોર શબ્દનો નાશ કરી મધુર વચનને બોલનારા છે, તેવા મુનિઓ જે ભગવાનના ચરણ કમળને સાક્ષાત્ જોઈને શીઘ્રપણે અલક્ષ્મીનો નાશ કરે છે, તે જિનેદ્ર ક્ષય્યપક્ષ ( શત્રુ- પક્ષ ) ને ખપાવો-નાશ કરો ૭

## જિનવાણી પ્રશંસાઃ—

त्रैलोक्य युगपत्कराम्बुजलुठन् मुक्तानदालोकते,
जन्तूनां निजया गिरा परिणमद् यः सूक्तमाभाषते ।
म श्रीमान् भगवान् वचित्रविधिभिर्देवासुरैरर्चितो
वीतत्रासविलासहासरभसः पायाज्जिनानां पतिः ॥८॥

वैराग्यशतक ( पद्मानन्दकवि ) श्लो० १.

જે આ ત્રણ લોકને હસ્તકમળમા રહેલા મુક્તાફળ ( મોતી ) ની જેમ એકી વખતે જોઈ રહ્યા છે, જે સર્વ પ્રાણીઓને પોતે પોતાની ભાષાવડે પરિણામ પામે તેવો સદુપદેશ આપે છે, જેને સર્વ દેવ અને અસુરોએ વિવિધ પ્રકારની વિધિવડે પૂજેલા છે, અને જેનામા ભય, વિલાસ, હાસ્ય અને રભસ-વેગ નાશ પામ્યા છે, તે જ્ઞાનાદિક લક્ષ્મીવાળા ભગવાન જિનેશ્વર સર્વનું રક્ષણ કરો ૮

अवन्तु भवतो भवात् कलुषवामकादर्पकाः,
सुखातिशयसम्पदां भुवनमामकादर्पकाः ।
निलीनमलकेवलातुलविकामभारा जिना
मुदं निदधतः सदा सुवचसा सभाराजिना॥ ९ ॥

चतुर्विंशतिका, पृ ५०, श्लो० ३० (आग० स०)

અત્યંત ગુણસંપત્તિને આપનારા, જગતને પ્રકાશ કરનારા, ગર્વને નહીં કરનારા, મળ રહિત-નિર્મળ કેવળજ્ઞાનના અતુલ-ઘણા વિકાસને ધારણ કરનારા તથા નિરંતર સભાને રંજન કરનારા સારા-મિષ્ટ વચનવડે સર્વને હર્ષ પમાડનારા જિનેશ્વરો પાપના નિવાસ સ્થાનરૂપ સંસારથી તમારૂં રક્ષણ કરો. ૯.

सुनिश्चितं नः परतन्त्रयुक्तिषु,
स्फुरन्ति याः काश्चन सूक्तसम्पदः ।
तवैव ताः पूर्वमहार्णवोत्थिता
जगत्प्रमाणं जिन ! वाक्यविप्रुषः ॥ १० ॥

स्तुतिद्वात्रिंशिका, (सिद्धसेनदिवाकर)

હે જિનેશ્વર ! અમારા મનમા નિશ્ચય જ છે કે-અન્ય મતના શાસ્ત્રોની યુક્તિને વિષે જે કોઇ સારા વચન જોવામા આવે છે, તે તમારા જ ચૌદ પૂર્વરૂપ સમુદ્રમાથી ઉછળેલા જગતમાં પ્રમાણભૂત વચનરૂપી બિંદુઓ જ છે. ૧૦.

पान्तु वो देशनाकाले, जैनेन्द्रदशनांशवः ।
भवकूपपतज्जन्तुजातोद्धरणरज्जवः ॥ ११ ॥

सिद्धहेम २-१-२८.

દેશનાને સમયે જિનેશ્વરના દાંતના કિરણો સંસારરૂપી કૂપમાં પડતા જંતુઓના સમૂહનો ઉદ્ધાર કરવામા દોરડા સમાન છે, તે તમારૂં રક્ષણ કરો. ૧૧.

जितसंमोह ! सर्वज्ञ !, यथाऽवस्थितदेशक ! ।
त्रैलोक्यमहित ! स्वामिन् !, वीतराग ! नमोऽस्तु ते ॥१२॥

पार्श्व० च०, (गद्य) पृ० १४७ (प्र० स०)

મોહને જીતનારા, સર્વજ્ઞ, યથાર્થ તત્વનો ઉપદેશ કરનાર અને ત્રણ જગતને પૂજ્ય એવા હે વીતરાગ સ્વામી ! તમને નમસ્કાર થાઓ ૧૨

જિનમૂર્તિ પ્રશંસાઃ—

किं पीयूषमयी कृपारसमयी कर्पूरपारीमयी ?,
किं वाऽऽनन्दमयी महोदयमयी सद्ध्यानलीलामयी ?
तत्त्वज्ञानमयी सुदर्शनमयी निस्तन्द्रचन्द्रप्रभा,
सारस्फारमयी पुनातु सततं मूर्तिस्त्वदीया सताम् ॥१३॥

હે જિનેશ્વર ભગવાન્ ! તમારી મૂર્તિ શું અમૃતમય છે ? કે કૃપાના રસમય છે ? કે કર્પૂરના સમૂહમય છે ? કે આનંદ મય છે ? કે મહા ઉદયમય છે ! કે શુભ ધ્યાનની લીલામય છે ? કે તત્ત્વજ્ઞાનમય છે ? કે શુભ દર્શનમય છે ? કે પરિપૂર્ણ ચન્દ્રની કાંતિરૂપ છે ? કે દેદીપ્યમાન સારમય છે ? આવી તમારી અપૂર્વ મૂર્તિ નિરંતર સત્પુરુષોને પવિત્ર કરો ૧૩

इष्टानिष्टनियोगयोगहरणी कल्याणनिष्पादिनी,
चिन्ताशोक-कुयोग-रोगशमिनी मूर्तिर्जनानन्दिनी ।
नित्यं मानवनाञ्छितार्थकरणाद् मन्दारसंवादिनी,
कल्याणं विदधातु सुन्दरतर सत्य वचोवादिनी ॥१४॥

હે જિનેશ્વર ભગવાન્! તમારી મૂર્તિ ઇષ્ટના વિયોગને અને અનિષ્ટના સંયોગને હરનારી છે, કલ્યાણને ઉત્પન્ન કરનારી છે, ચિંતા, શોક, કુયોગ અને રોગને શમાવનારી છે, લોકોને આનંદ આપનારી છે, નિરંતર મનુષ્યોના ઇચ્છિત કાર્યને કરનારી હોવાથી કલ્પવૃક્ષના જેવી છે, તથા અત્યંત મનોહર અને સત્ય વચનને કહેનારી છે આવી તમારી મૂર્તિ ભવ્ય પ્રાણીઓના કલ્યાણને કરો. ૧૪

ऐन्द्रश्रेणिनता प्रतापभवनं भव्याङ्गिनेत्रामृतं
सिद्धान्तोपनिषद्विचारचतुरैः प्रीत्या प्रमाणीकृता।
मूर्त्तिः स्फूर्तिमती सदा विजयते जैनेश्वरी विस्फुरन्-
मोहोन्मादघनप्रमादमदिरामत्तैरनालोकिता ॥ १५ ॥

ઇન્દ્રોની શ્રેણિવડે નમન કરાએલી, પ્રતાપના ગૃહરૂપ, ભવ્ય પુરુષોના નેત્રોને માટે અમૃત સમાન, સિદ્ધાન્તના ઉપનિષદ્-રહસ્યનો વિચાર કરવામાં ચતુર મનુષ્યો વડે પ્રેમપૂર્વક પ્રમાણભૂત કરાએલી અને સ્ફુરાયમાન એવી જિનેશ્વર પ્રભુની મૂર્તિ-મોહના ઉન્માદ-આવેગથી અત્યંત પ્રમાદરૂપી મદિરાવડે મત્ત થયેલા મનુષ્યોથી નહિ જોવાયેલી-હમેશા વિજય પામે છે ૧૫

नेत्रानन्दकरी भवोदधितरी श्रेयस्तरोर्मञ्जरी,
श्रीमद्धर्ममहानरेन्द्रनगरी व्यापल्लताधूमरी।
हर्षोत्कर्षशुभप्रभावलहरी रागद्विषां जित्वरी,
मूर्त्तिः श्रीजिनपुङ्गवस्य भवतु श्रेयस्करी देहिनाम् ॥१६॥
उप० तरं०, पृ० १९६. ( य. वि. ग्रं. )

શ્રી જિનેશ્વરની મૂર્તિ નેત્રને આનદ કરનારી છે, સસાર સમુદ્રને તારવામા વહાણ સમાન છે, કલ્યાણરૂપી વૃક્ષની મજરી છે, શ્રીમાન્ ધર્મરૂપી મહારાજાની નગરી સમાન છે, આપત્તિરૂપી લતાને બાળી નાખવામા ધૂમસ જેવી છે, હર્ષના ઉત્કર્ષ સહિત શુભ પ્રભાવની લહેર સમાન છે, તથા રાગ-દ્વેષને જીતનારી છે, આવી જિનેશ્વરની મૂર્તિ પ્રાણીઓને કલ્યાણ કરનારી થાઓ ૧૬

पाताले यानि विम्बानि, यानि विम्बानि भूतले ।
स्वर्गे च यानि विम्बानि, तानि वन्दे निरन्तरम् ॥ १७ ॥

પાતાલમા જેટલા બિમ્બો-પ્રતિમાઓ છે, મર્ત્ય-મનુષ્ય લોકમા જેટલા બિમ્બો છે અને સ્વર્ગમા જેટલા બિમ્બો છે, તે સર્વને હુ હમેશા વાદુ છું ૧૭

જિનગુણ પ્રશસાઃ—

त्वामामनन्ति मुनयः परम पुमास-
मादित्यवर्णममल तमसः परस्तात् ।
त्वामेव सम्यगुपलभ्य जयन्ति मृत्युं
नान्यः शिवः शिवपदस्य मुनीन्द्र ! पन्थाः ॥१८॥

भक्तामरस्तोत्र, श्लो०, २३

હે મુનીંદ્ર-જિનેશ્વર ! મુનિઓ તમને પરમ પુરુષરૂપ માને છે કે જે સૂર્યસમાન વર્ણવાળા, નિર્મળ અને અજ્ઞાન થકી દૂર છે વળી તમને જ સારી રીતે જાણીને મુનિઓ મૃત્યુને જીતે છે, આ સિવાય બીજો મોક્ષનો શુભ માર્ગ નથી-આ એક જ માર્ગ છે ૧૮

त्वामव्ययं विभुमचिन्त्यमसङ्ख्यमाद्यं
ब्रह्माणमीश्वरमनन्तमनङ्गकेतुम् ।
योगीश्वर विदितयोगमनेकमेकं
ज्ञानस्वरूपममल प्रवदन्ति सन्तः ॥ १९ ॥

भक्तामरस्तोत्र, श्लो० २४.

હે જિનેશ્વર! તમે અવ્યય-નાશ રહિત છો, વિભુ જ્ઞાન વડે વ્યાપક છો, ચિંતવનમા ન આવો તેવા છો, અસખ્ય છો, પ્રથમ-ધર્મની આદિને કરનારા છો, બ્રહ્મારૂપ છો, ઈશ્વર છો, અનત છો, કામદેવનો નાશ કરનારામા કેતુ સમાન છો, યોગીઓના ઈશ્વર છો, યોગને જાણનારા છો, વ્યક્તિથી અનેક છો, સિદ્ધ સ્વરૂપથી એક છો, જ્ઞાનરૂપ છો, અને કર્મ મળ રહિત —એમ સત્પુરુષો કહે છે ૧૯

बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्
त्वं शङ्करोऽसि भुवनत्रयशङ्करत्वात् ।
धाताऽसि धीर ! शिवमार्गविधेर्विधानाद्
व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि ॥ २० ॥

भक्तामरस्तोत्र, श्लो० २५.

દેવોએ પૂજેલી બુદ્ધિનો તમને બોધ હોવાથી તમે જ બુદ્ધ છો, તમે ત્રણ જગતના પ્રાણીઓને સુખ કરનાર હોવાથી શકર પણ તમે જ છો, હે ધીર! મોક્ષ માર્ગના વિધિને બતાવનાર હોવાથી તમે જ ધાતા-બ્રહ્મા છો, અને હે ભગવાન્! તમે જ પુરુષોત્તમ છો તે તો પ્રગટ જ છે ૨૦

तुभ्य नमस्त्रिभुवनार्तिहराय नाथ !,
तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।
तुभ्य नमस्त्रिजगतः परमेश्वराय,
तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥ २१ ॥

भक्तामरस्तोत्र, श्लो० २६

હે નાથ ! ત્રણ ભુવનના પ્રાણીઓની પીડાને હરનારા તમોને નમસ્કાર થાઓ, પૃથ્વીતળને વિષે નિર્મળ ભૂષણરૂપ તમોને નમસ્કાર થાઓ, ત્રણ જગતના પરમેશ્વર એવા તમોને નમસ્કાર થાઓ, અને હે જિનેશ્વર ! સંસારરૂપી સમુદ્રને શોષણ કરનાર તમોને નમસ્કાર થાઓ. ૨૧

यस्मिन् हरप्रभृतयोऽपि हतप्रभावा,
सोऽपि त्वया रतिपतिः क्षपितः क्षणेन ।
विध्यापिता हुतभुजः पयसाऽथ येन,
पीतं न किं तदपि दुर्धरवाडवेन ॥ २२ ॥

कल्याणमंदिरस्तोत्र, श्लो० ११

હરિ, હર, બ્રહ્મા વગેરે સર્વ દેવોને જે કામદેવે પ્રભાવ રહિત કર્યા છે, તે જ કામદેવને હે જિનેશ્વર પ્રભુ ! તમે એક ક્ષણવારમાં ક્ષય પમાડયો છે, જેમકે જે જળ સર્વ અગ્નિઓને બુઝવી દે છે તે જ જળનું સમુદ્ર વડવાનળે ક્ષણવારમાં શોષણ નથી કર્યું ? ૨૨

त्वां योगिनो जिन ! सदा परमात्मरूप-
मन्वेषयन्ति हृदयाम्बुजकोशदेशे ।

पूतस्यं निर्मलरुचेर्यदि वा किमन्य-
दक्षस्य सम्भवि पदं ननु कर्णिकायाः ? ॥ २२ ॥

कल्याणमंदिरस्तोत्र, श्लो० १४.

હે જિનેશ્વર ! યોગીજનો સિદ્ધ સ્વરૂપી તમને નિરંતર પોતાના હૃદય કમળની કર્ણિકાને વિષે શોધે છે, અને તે યોગ્ય જ છે, કેમકે-પવિત્ર અને નિર્મળ કાંતિવાળા કમળના બીજનું સ્થાન નિશ્ચયે કરીને કર્ણિકાથી બીજું શું હોઇ શકે ! ૨૩.

रागद्वेषकषायमोहमथनो निर्दग्धकर्मेन्धनो
लोकालोकविकासकेवलगुणो मुक्तायुधो निर्भयः ।
शापानुग्रहवर्जितो गदतृषाक्षुत्कामनिद्राजरा-
क्रीडाहासविलासशोकरहितो देवाधिदेवो जिनः ॥ २४ ॥

જેણે રાગ, દ્વેષ, કષાય અને મોહનુ મથન કર્યું છે, જેણે કર્મરૂપી ઇંધણા બાળી નાખ્યા છે, જેનો લોકાલોકને પ્રકાશ કરનાર કેવળજ્ઞાન રૂપી ગુણ છે, જેણે શસ્ત્રનો ત્યાગ કર્યો છે, જે ભય રહિત છે, જે કોઇના પર શાપ કે અનુગ્રહ કરતા નથી, તથા જે રોગ, તૃષા, ક્ષુધા, કામ, નિદ્રા, જરા-વૃદ્ધાવસ્થા, ક્રીડા, હાસ્ય, વિલાસ અને શોકથી રહિત છે, તે જિનેશ્વર દેવાધિદેવ છે ૨૪.

अर्हन्तो भगवन्त इन्द्रमहिताः सिद्धाश्च सिद्धिस्थिता
आचार्या जिनशासनोन्नतिकराः पूज्या उपाध्यायकाः ।
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधकाः,
पञ्चैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मङ्गलम् ॥ २५ ॥

અરિહંત ભગવાનો ઇન્દ્રથી પૂજાએલા છે, સિદ્ધ ભગવાનો મોક્ષમાં રહેલા છે, પૂજ્ય આચાર્ય મહારાજો જૈનશાસનની ઉન્નતિ કરવામા લાગેલા છે, ઉપાધ્યાય મહારાજો સિદ્ધાન્તને ભણાવનારા છે; અને મુનિવરો જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ ત્રણ રત્નનું આરાધન કરનારા છે-એવા ગુણોવાળા આ પાંચે પરમેષ્ઠિઓ હમેશા તમારૂ કલ્યાણ કરો. ૨૫

देवोऽनेकभवार्जितोर्जितमहापापप्रदीपानलो
देवः सिद्धिवधूविशालहृदयालङ्कारहारोपमः ।
देवोऽष्टादशदोषसिन्धुरघटानिर्भेदपञ्चाननो
भव्यानां विदधातु वाञ्छितफलं श्रीवीतरागो जिनः॥२६॥

पंचप्रतिक्रमण, सकलार्हत्स्तोत्र, श्लो० ३२.

અનેક ભવોમા ઉપાર્જિત કરેલા બળવાન અને મોટા પાપને બાળી નાખવામા દીવાના અગ્નિ સમાન, સિદ્ધિરૂપી સ્ત્રીના વિશાળ હ્રદયને શોભાવનાર હારના સમાન, અને અઢાર દોષ રૂપી હાથીઓના ગણ્ડસ્થળને ભેદવામાં સિંહ સમાન એવા શ્રી વીતરાગ જિનેશ્વર પ્રભુ ભવ્ય મનુષ્યોને ઇચ્છિત ફળ આપો ૨૬

ख्यातोऽष्टापदपर्वतो गजपदः सम्मेतशैलाभिधः,
श्रीमान् रैवतकः प्रसिद्धमहिमा शत्रुञ्जयो मण्डपः ।
वैभारः कनकाचलोऽर्बुदगिरिः श्रीचित्रकूटादय-
स्तत्र श्रीऋषभादयो जिनवराः कुर्वन्तु वो मङ्गलम् ॥२६॥

पंचप्रतिक्रमण, सकलार्हत्स्तोत्र, श्लो० ३३.

પ્રસિદ્ધ અષ્ટાપદ પર્વત, ગજપદ ( હાથીપગલાવાળો ) પર્વત, સમેતશિખર નામનો પર્વત, માણેકાદિ રત્નોથી યુક્ત ગિરનાર પર્વત, પ્રસિદ્ધ મહિમાવાળો શત્રુંજય પર્વત, મંડપગિરિ, વૈભારગિરિ, કનકાચલ, અર્બુદગિરિ, શ્રીચિત્રકૂટ પર્વત વગેરે ઉપર રહેલા ચૈત્યોમાં શ્રી ઋષભાદિ ચોવીશે તીર્થંકર પ્રભુઓ તમારૂં કલ્યાણ કરો. ૨૭.

उदधाविव सर्वसिन्धवः,
समुदीर्णास्त्वयि नाथ ! दृष्टयः ।
न च तासु भवान् प्रदृश्यते,
प्रविभक्तासु सरित्स्विवोदधिः ॥ २८ ॥

स्तुतिद्वात्रिंशिका, ( सिद्धसेनदिवाकर )

હે નાથ ! જેમ સર્વ નદીઓ સમુદ્રમા સમાય છે, તેમ સર્વ દૃષ્ટિઓ ( મતો ) તમારામાજ સમાયેલી છે, તોપણ જેમ જૂદી જૂદી નદીઓમા સમુદ્ર દેખાતો નથી, તેમ તે દૃષ્ટિઓને વિષે તમે દેખાતા નથી ૨૮

सरसशान्तिसुधारससागरं
शुचितरं गुणरत्नमहाऽऽकरम् ।
भविकपङ्कजबोधदिवाकरं
प्रतिदिनं प्रणमामि जिनेश्वरम् ॥ २९ ॥

સરસ શાંતિરૂપી અમૃતરસના સાગર સમાન, અત્યંત પવિત્ર, ગુણરૂપી રત્નની મોટી ખાણ સમાન અને ભવ્ય પ્રાણીરૂપી કમળોને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન શ્રી જિનેશ્વરને હું હમેશા નમું છું. ૨૯.

संसाररूपः सुवृहन्नुदन्वा-
　　नलङ्घि पीडानिवहं नुदन् ना ।
यद्दर्शनात् प्रापि जनेन नाकः,
　　स्तूयाज्जिनांस्तान् भुवने न ना कः ? ॥ ३० ॥
चतुर्विंशतिका, पृ० ११५, श्लो० ६६, (आग० स०)

જે જિનેશ્વરના દર્શન માત્રથી જ મનુષ્ય સંસારરૂપ ઘણા મોટા સમુદ્રને ઓળગે છે, અથવા પીડાના સમૂહને નાશ કરનાર સ્વર્ગને પામે છે, તે જિનેશ્વરોની આ જગતમા કયો પુરુષ સ્તુતિ ન કરે ? અર્થાત્ સર્વ લોક સ્તુતિ કરે ૩૦

प्रतिजिनं क्रमवारिरुहाणि नः,
　　सुखचितानि हितानि नखानिशम् ।
दधति रान्तु पदानि नखप्रभा-
　　सुखचितानि हि तानि नवानि शम् ॥ ३१ ॥
चतुर्विंशतिका, पृ० १३०, श्लो० ७८, (आग० स०)

સુખે કરીને સુખ, હિતકારક, અને નખની કાંતિવડે સારી રીતે વ્યાપ્ત એવા તે પગલાને ધારણ કરનારા દરેક જિનેશ્વરના ચરણની નીચે સ્થાપન કરેલા નવા નવ કમળો અમને હમેશા સુખ આપો. ૩૧

दीनोद्धारधुरन्धरस्त्वदपरो नास्ते मदन्यः कृपा-
　　पात्रं नात्र जने जिनेश्वर ! तथाऽप्येतां न याचे श्रियम् ।

किन्त्वर्हन्निदमेव केवलमहो मद्बोधिरत्नं शिवं
श्रीरत्नाकरमङ्गलैकनिलय ! श्रेयस्करं प्रार्थये ॥ ३२ ॥

रत्नाकरपं०, श्लो० २५.

હે જિનેશ્વર ! આ લોકમાં દીન પ્રાણીઓનો ઉદ્ધાર કરવામાં ધુરંધર તમારા સિવાય બીજો કોઇ નથી, અને મારા જેવો બીજો કોઈ કૃપાનું પાત્ર નથી, તોપણ આ લક્ષ્મીની હું યાચના કરતો નથી. પરંતુ જ્ઞાનાદિક લક્ષ્મીના સમુદ્ર અને મંગળના અદ્વિતીય સ્થાનરૂપ એવા હે અર્હન્ ! માત્ર મોક્ષદાયક અને કલ્યાણકારક આ એક બોધિરત્નની જ હું પ્રાર્થના-યાચના કરું છું. ૩૨.

जगत्त्रयाधार ! कृपावतार !,
दुर्वारसंसारविकारवैद्य ! ।
श्रीवीतराग ! त्वयि मुग्धभावाद्,
विज्ञ ! प्रभो ! विज्ञपयामि किञ्चित् ॥ ३३ ॥

रत्नाकरपं०, श्लो० २.

ત્રણ જગતના આધાર, કૃપાના જ અવતાર, દુઃખે કરીને વારી શકાય તેવા સંસારના વિકારો નાશ કરવામાં વૈદ્ય સમાન, રાગ-દ્વેષ રહિત અને વિશેષ જ્ઞાનવાળા હે પ્રભુ ! હું મુગ્ધપણાથી આપને કાંઇક વિનતિ કરું છું ૩૩

नाहं रामो न मे वाञ्छा, भावेषु च न मे मनः ।
शान्तिमास्थातुमिच्छामि, चात्मन्येव जिनो यथा ॥३४॥

योगवाशिष्ट, वैराग्य प्रकरण.

હું રામ નથી, મારે કાંઇપણ ઇચ્છા નથી, પદાર્થોને વિષે મારું મન નથી, આત્માને વિષે જિનેશ્વરની જેમ હું શાંતિ ધારણ કરવા ઇચ્છું છું. ૩૪.

सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजितः ।
यथास्थितार्थवादी च, देवोऽर्हन् परमेश्वरः ॥ ३५ ॥

त्रि० श० पु० च०, पर्व ६, पृ० १७९, श्लो० २९१. (प्र० स०)

લોક અલોક સર્વને જાણનારા, રાગાદિક દોષને જીતનારા, ત્રણ લોકે પૂજેલા અને વસ્તુના યથાર્થ–સત્ય સ્વરૂપને કહેનારા અરિહંત દેવ જ પરમેશ્વર છે. ૩૫.

अनध्ययनविद्वांसो निर्द्रव्यपरमेश्वराः ।
अनलङ्कारसुभगाः पान्तु युष्मान् जिनेश्वराः ॥ ३६ ॥

सुबो०, व्या० ५, पृ. १४२ ( आ० स० )

ભણ્યા વિના જ વિદ્વાન્, દ્રવ્ય વિના જ પરમેશ્વર અને અલંકાર વિના જ મનોહર એવા જિનેશ્વરો તમારું રક્ષણ કરો. ૩૬.

वीतरागं स्मरन् योगी, वीतरागत्वमश्नुते ।
ईलिका भ्रमरीभीता, ध्यायन्ती भ्रमरी यथा ॥ ३७ ॥

उप० तरं०, पृ० १८८. ( य० वि० ग्र० ).

જેમ ભમરીથી ભય પામેલી ઇયળ ભમરીનું જ ધ્યાન કરતાં ભમરી રૂપ જ થઇ જાય છે, તેમ યોગી વીતરાગનું ધ્યાન કરતાં વીતરાગપણાને પામે છે ૩૭.

ते जयन्ति जिना येषां केवलज्ञानशालिनाम् ।
मनोभवाभिधे बीजे, मानसेनोपरायितम् ॥ ३८ ॥

जैन पंचतंत्र पृ० २५४, श्लो० ९.

કેવળજ્ઞાન વડે શોભતા જે જિનેશ્વરના ચિત્તે કામદેવ નામના બીજને વિષે ઉખર ભૂમિનું આચરણ કર્યું છે, ( જેમ ઉખર ભૂમિમાં બીજ વાવ્યું હોય તે તો ઉગતું નથી-બળી જાય છે, તેમ જિનેશ્વરના ચિત્તમા કામદેવ રૂપી બીજ બળી ગયું છે, ) તે જિનેશ્વર જયવંત વર્તે છે ૩૮.

न हि त्राता न हि त्राता, न हि त्राता जगत्रये ।
वीतरागसमो देवो न भूतो न भविष्यति ॥ ३९ ॥

આ ત્રણ જગતમા કોઇ રક્ષણ કરનાર નથી, રક્ષણ કરનાર નથી, રક્ષણ કરનાર નથી એક જિનેશ્વર જ રક્ષણ કરનાર છે. વીતરાગ જિનેશ્વર સમાન બીજો કોઇ દેવ ( રક્ષણ કરનાર ) થયો નથી અને થશે પણ નહી ૩૯

सुरासुराणां सर्वेषां यत् सुखं पिण्डितं भवेत् ।
एकत्रापि हि सिद्धस्य, तदनन्ततमांशगम् ॥ ४० ॥

परमात्मपं०, ( यशोविजय

બધાય દેવતા અને અસુરોનુ એકઠુ કરેલુ જે સુખ હોય તે એકજ સિદ્ધ પ્રભુના સુખમાનો અત્યન્ત અનન્તમો ભાગ હોય છે ૪૦.

न स्पर्शो यस्य नो वर्णो न गन्धो न रसधृती (?)।
शुद्धचिन्मात्रगुणवान्, परमात्मा स गीयते ॥ ४१ ॥

परमात्मपं०, ( यशोविजय )

જેનો સ્પર્શ, રૂપ, ગંધ અને રસ ન હોય, અર્થાત જે અશરીરી હોય, તેમજ જે શુદ્ધ જ્ઞાન માત્ર ગુણવાળા હોય તેજ પરમાત્મા કહેવાય છે ૪૧.

यतो वाचो निवर्तन्ते, न यत्र मनसो गतिः।
शुद्धानुभवसंवेद्यं तद्रूपं परमात्मनः ॥ ४२ ॥

परमात्मप० ( यशोविजय )

જ્યાથી વાણી પાછી ફરે અને જ્યા મનની પણ ગતિ નથી પણ શુદ્ધ અનુભવથી જ જાણી શકાય તજ પરમાત્માનુ રૂપ છે ૪૨.

नित्यं विज्ञानमानन्दं ब्रह्म यत्र प्रतिष्ठितम्।
शुद्धबुद्धस्वभावाय, नमस्तस्मै परमात्मने ॥ ४३ ॥

परमात्मपं० ( यशोविजय )

હમેશા જેમા વિજ્ઞાન, આનદ અને બ્રહ્મ સ્થિત રહેલા છે, અને શુદ્ધ જ્ઞાનનાજ સ્વભાવવાળા ને પરમાત્માને નમસ્કાર થાઓ ૪૩

जिने भक्तिर्जिने भक्तिर्जिने भक्तिर्दिने दिने।
सदा मेऽस्तु सदा मेऽस्तु, सदा मेऽस्तु भवे भवे ॥४४॥

જિનેશ્વર પ્રભુમાં પ્રતિદિન મારી ભક્તિ રહો એટલું જ નહિ તે ભક્તિ ભવોભવને વિષે મને હમેશાં રહો. ૪૪.

त्वं ब्रह्मा शङ्करस्त्वं चाच्युतस्त्वं चामराधिपः ।
त्वं माता त्वं पिता चैव, बन्धुस्त्वं विश्ववत्सल ! ॥४५॥

હે વિશ્વને વહાલા જિનેંદ્ર! તમે જ બ્રહ્મા છો, તમે જ શંકર છો, તમે જ વિષ્ણુ છો, તમે જ ઇંદ્ર છો, તમે જ માતા છો, તમે જ પિતા છો, અને તમે જ બંધુ છો ૪૫

जैनधर्माद् विनिर्मुक्तो मा भवं चक्रवर्त्यपि ।
स्यां चेटोऽपि दरिद्रोऽपि, जैनधर्माधिवासितः ॥ ४६ ॥

હું જૈન ધર્મથી રહિત થઈને સાર્વભૌમ ચક્રવર્તી પણ થવાને નથી ઇચ્છતો, પરંતુ જૈનધર્મથી વાસિત થયેલો એવો હું દરિદ્ર થાઉં. ( તો પણ મને કબૂલ છે ) ૪૬

निरीक्षितुं रूपलक्ष्मीं सहस्राक्षोऽपि न क्षमः ।
स्वामिन्! सहस्रजिह्वोऽपि, शक्तो वक्तुं न ते गुणान् ॥४७॥

वीतरागस्तोत्र, प्र० १०, श्लो० ३.

હે સ્વામિન્! આપની સંપૂર્ણ રૂપલક્ષ્મીને જોવાને હજાર નેત્રવાળો ઇન્દ્ર પણ સમર્થ નથી અને આપના સમગ્ર ગુણ ગાવાને હજાર જિહ્વાવાળો શેષનાગ પણ સમર્થ નથી ૪૭

रागद्वेषविजेतारं ज्ञातारं विश्ववस्तुनः ।
शक्रपूज्यं गिरामीशं तीर्थेशं स्मृतिमानये ॥ ४८ ॥

प्रमाणनयतत्त्वालोक, श्लो० १.

રાગ અને દ્વેષને જિતનારા ( અપાયાપગમાતિશય ), સમસ્ત વસ્તુના જાણકાર ( જ્ઞાનાતિશય ), દેવતાઓના સ્વામી ઇન્દ્રવડે પૂજાએલા ( પૂજાતિશય ), વાણીના સ્વામી ( વચનાતિશય ) એવા તીર્થ—સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા—એ ચતુર્વિધ સંઘના સ્થાપનાર શ્રી તીર્થંકર પ્રભુને હું સ્મરણમાં લાવું છું ૪૮

जितसम्मोहः सर्वज्ञः, यथास्थितदेशकः ।
त्रैलोक्यमहितः स्वामिन् !, वीतराग ! नमोऽस्तु ते ॥४९॥

पार्श्व०च०, सर्ग ७, श्लो० ५३३. (य० वि० ग्रं०)

મોહને જિતનાર, સર્વ વસ્તુના જાણકાર, વસ્તુની વાસ્તવિકતાને કહેનાર, ત્રણ લોકથી પૂજાએલા અને રાગ વિનાના હે સ્વામી ! તમને નમસ્કાર થાઓ ૪૯

मोक्षमार्गस्य नेतार भेत्तार कर्मभूभृताम् ।
ज्ञातार विश्ववस्तूनां वन्दे तद्गुणलब्धये ॥ ५० ॥

परीक्षामुख, श्लो० १

મોક્ષ માર્ગના નાયક, કર્મરૂપી પર્વતોને ભેદનાર અને સમગ્ર વસ્તુને જાણનાર એવા જિનેંદ્રને તેમના ગુણ પ્રાપ્ત કરવા માટે હું વાંદુ છું ૫૦



## विशिष्ट–जिन–स्तुति (१३)

શ્રીઋષભદેવ સ્તુતિઃ—

पूर्णानन्दमयं महोदयमयं कैवल्यचिद्दृग्मयं
रूपातीतमयं स्वरूपरमणं स्वाभाविकीश्रीमयम् ।
ज्ञानोद्योतमयं कृपारसमयं स्याद्वादविद्याऽऽलयं
श्रीसिद्धाचलतीर्थराजमनिशं वन्देऽहमादीश्वरम् ॥ १ ॥

श्रीशत्रुंजयतीर्थस्तोत्र, श्लो० १.

પૂર્ણ આનન્દવાળા, મહા ઉદયવાળા, કેવળ જ્ઞાનરૂપી ચક્ષુવાળા, રૂપને ઉલ્લંઘન કરનારા ( અર્થાત્ સુંદર રૂપવાળા અથવા અરૂપી ), પોતાનાજ રૂપ–જ્ઞાનમાં રમણ કરનારા, આત્માની સ્વાભાવિક લક્ષ્મીવાળા, જ્ઞાનના પ્રકાશવાળા, દયારૂપી રસવાળા, સ્યાદ્વાદ વિદ્યાના સ્થાન સ્વરૂપ અને શ્રી સિદ્ધાચલ તીર્થના રાજા એવા શ્રી આદીશ્વર પ્રભુને હું હમેશાં વાંદુ છુ. ૧.

श्रीमद्युगादीश्वरमात्मरूपं
योगीन्द्रगम्यं विमलाद्रिसंस्थम् ।
सज्ज्ञानसदृष्टिसुदृष्टलोकं
श्रीनाभिसूनुं प्रणमामि नित्यम् ॥ २ ॥

श्रीशत्रुंजयतीर्थस्तोत्र, श्लो० २.

જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપી લક્ષ્મીવાળા, આ યુગ-અવસર્પિણી કાળના પ્રથમ તીર્થંકર, આત્મસ્વરૂપમાં રમણ કરનાર, યોગી ઓથી જ જાણી શકાય તેવા, કેવળજ્ઞાન અને કેવળદર્શનવડે સમગ્ર લોકને સારી રીતે જોનારા તથા વિમલાચલ પર્વત પર વિરાજમાન, શ્રીનાભિરાજાના પુત્ર શ્રીઋષભદેવ ભગવાનને હું હમેશાં નમસ્કાર કરું છું ૨

सुवर्णवर्णं गजराजगामिनं
प्रलम्बबाहुं सुविशाललोचनम् ।
नरामरेन्द्रैः स्तुतपादपङ्कजं
नमामि भक्त्या वृषभं जिनोत्तमम् ॥ ३ ॥

સુવર્ણના જેવી કાંતિવાળા, શ્રેષ્ઠ હાથીના જેવી ગતિવાળા, લાંબા હાથવાળા, સારી રીતે વિસ્તૃત લોચનવાળા, મનુષ્ય અને દેવતાના ઇન્દ્રોવડે પણ પૂજાયા છે ચરણ કમળ જેમના એવા અને જિનેશ્વરોમાં ઉત્તમ એવા શ્રી ઋષભદેવ પ્રભુને હું ભક્તિપૂર્વક નમસ્કાર કરું છું ૩

राजादनाधस्तनभूमिभागे
युगादिदेवाङ्घ्रिसरोजपीठम् ।
देवेन्द्रवन्द्यं नरराजपूज्यं
सिद्धाचलाग्रस्थितमर्चयामि ॥ ४ ॥

*શ્રીશત્રુંજયતીર્થસ્તોત્ર, શ્લો૰ ३.*

રાયણની નીચેના ભૂમિ ભાગમાં આદિજિનેશ્વરના ચરણ કમલની પીઠ છે, કે જે દેવતાઓના ઇન્દ્રો વડે વંદાએલ છે, મનુષ્યોના સ્વામી-રાજાઓ વડે પૂજાએલ છે અને જે શત્રુંજયના શિખર ઉપર સ્થિત છે, તેને હું પૂજું છું ૪

त्रिभुवनाभयदानविधायिने,
त्रिभुवनाद्भुतवाञ्छितदायिने ।
त्रिभुवनप्रभुतापदशालिने,
भगवते वृषभाय नमो नमः ॥ ५ ॥

ત્રણ ભુવનના જીવોને અભયદાન દેનારા, ત્રણ ભુવનના લોકોને સમસ્ત ઇચ્છિત વસ્તુઓ આપનારા અને ત્રણ ભુવનની પ્રભુતા-ઈશ્વરપણાના પદને શોભાવનારા એવા શ્રીઋષભદેવ ભગવાનને નમસ્કાર થાઓ. ૫.

गुरुर्भिषग् युगादीशप्रणिधानं रसायनम् ।
सर्वभूतदयापथ्यं सन्तु मे भवरुग्भिदे ॥ ६ ॥

प्रबन्धकोश, वस्तुपालप्रबन्ध, श्लो० ९८.

ગુરુ મહારાજ વૈદ્ય સમાન છે, આદીશ્વર પ્રભુનું ધ્યાન રસાયન ( શ્રેષ્ઠ ઔષધ ) તુલ્ય છે અને સર્વ પ્રાણીઓ ઉપર દયા કરવી તે પથ્ય સમાન છે, આ બધું મારા ભવરુપી રોગને નાશ કરનાર થાઓ. ૬

श्रीयुगादीश्वरं देवं तं वन्दे महिमाद्भुतम् ।
वृषोऽपि यत्प्रभावेण, सिंहासनमशिश्रयत् ॥ ७ ॥

कर्मचन्द्रप्रबन्ध, सर्गः १, श्लो० १.

મહિમાએ કરીને આશ્ચર્યકારી, યુગની આદિમા થયેલ પ્રથમ ઈશ્વર અને જેમના પ્રભાવવડે બળદ પણ સિંહાસનમા

આશ્રિત થયા, તે પ્રથમ જિનેશ્વર ઋષભદેવને હું નમસ્કાર કરું છું. ૭.

जय त्रिभुवनाधीश !, युगादिपरमेश्वर ! ।
जय त्रैलोक्यतिलक !, वीतराग ! नमोऽस्तु ते ॥ ८ ॥

पार्श्वनाथचरित्र, (गद्य) पृ० १८, ( प्र० म० )

હે ત્રણ જગતના સ્વામી અને યુગની આદિમાં થયેલા પરમેશ્વર ! તમે જય પામો. હે ત્રણ લોકને વિષે તિલક સમાન પ્રભુ ! તમે જય પામો. હે વીતરાગ ! તમને નમસ્કાર હો. ૮.

શ્રીશાંતિજિન સ્તુતિઃ—

यो निष्कलङ्को हरिणाश्रितोऽपि,
दोषाकरो नैव कलाभृतोऽपि ।
श्रीशान्तिनाथोऽपरसोममूर्त्तिः,
शान्तिं स वो यच्छतु चारुकीर्तिः ॥ ९ ॥

જેને હરણ આશ્રિત હોવા છતાં જે નિષ્કલંક છે, વળી જે અનેક પ્રકારની કળાઓને ધારણ કરનાર હોવા છતાં દોષ-અવગુણની ખાણ નથી, અથવા તો દોષા-રાત્રિને અર્થાત્ અંધકારને કરનાર નથી; એવા અપૂર્વ ચંદ્રમાની મૂર્તિ સ્વરૂપ અને સારી કીર્તિવાળા શ્રીશાંતિનાથ પ્રભુ તમને શાંતિ આપો. ૯

यस्योपसर्गाः स्मरणे प्रयान्ति,
विश्वे यदीयाश्च गुणा न मान्ति ।

मृगाङ्कलक्ष्मा कनकस्य कान्तिः,
मङ्क्षस्य शान्ति म करोतु शान्तिः ॥ १० ॥

જેમનુ સ્મરણ કરવાથી બધા ઉપસર્ગો-વિઘ્નો નાશ પામે છે, જેમના ગુણો સમસ્ત વિશ્વમા પણ માતા નથી, મૃગના ચિન્હ-લછનવાળા અને સુવર્ણની જેવી કાતિવાળા શ્રીશાતિનાથ પ્રભુ મને શાતિ આપો ૧૦

श्रीशान्ति शान्तकर्तारं भर्तारमनुयायिनाम् ।
यत्प्रत्यासत्तितो भेजे, कुरङ्गोऽपि सुरङ्गताम् ॥ ११ ॥

धर्मचन्द्रप्रबन्ध, सर्ग १, श्लो० २

શાતિ કરનાર અને અનુયાયી વર્ગના સ્વામી, વળી જેના પ્રસાદથી હરણ પણ સુદર રગને પામ્યુ, તે શાતિ જિનેશ્વરને હુ ભજુ છુ ૧૧

श्रीनेमिजिन स्तुतिः—

सुरासुरा अप्यतुलप्रमाणं
नमन्ति बध्वाऽञ्जलयो यमुचैः ।
ध्यायन्ति यं योगविदो हृदन्त-
स्तं नेमिनाथं प्रणतः स्तवीमि ॥ १२ ॥

દેવતા અને અસુરો પણ હાથ જોડીને અતુલ પ્રમાણવાળા જે ( નેમિનાથ ) પ્રભુને ખૂબ નમસ્કાર કરે છે અને યોગી-પુરુષો જેમનુ હૃદયમા ધ્યાન કરે છે એવા શ્રી નેમિનાથ પ્રભુને પ્રણામ કરતો હુ સ્તવુ છુ-હુ સ્તુતિ કરુ છુ ૧૨

कमलोदरकोमलपादतलं
गणनापरिवर्जितबाहुबलम् ।
प्रणमामि जगत्त्रयबोधिकरं
गिरनारविभूषणनेमिजिनम् ॥ १३ ॥

જેમના પગના તળીયા કમળના મધ્યભાગના જેવાં સુકોમળ છે, જેમના હાથનુ બળ અગણિત છે, ત્રણે જગતના જીવોને બોધિ-સમ્યકત્વ આપનારા અને ગિરનાર ગિરિના આભૂષણરૂપ એવા શ્રી નેમિનાથ જિનેશ્વરને હું પ્રણામ કરુ છુ ૧૩

श्रीयादवकुलोत्तंसं नौमि नेमिं निरञ्जनम् ।
यदाश्रयेण सञ्जातः, शङ्खोऽद्यापि निरञ्जनः ॥ १४ ॥

कर्मचन्द्रप्रबन्ध, सर्ग १, श्लो० ३

લક્ષ્મીયુક્ત એવા યાદવકુળમા શ્રેષ્ઠ, રાગ અને દ્વેષાદિ રગોથી નિર્વિકાર, વળી જેના આશ્રયથી શખે પણ નિરજન પણું-સફેદપણું આજ સુધી પ્રાપ્ત કર્યું છે, એવા શ્રીનેમિનાથ પ્રભુને હુ નમું છુ ૧૪

શ્રીપાર્શ્વજિન સ્તુતિઃ—

निश्वाधीशं विश्वलोके पवित्रं
पापागम्यं मोक्षलक्ष्मीकलत्रम् ।
अम्भोजाक्षं सर्वदा सुप्रसन्नं
श्रीपार्श्वेशं नौमि शङ्खेश्वरस्थम् ॥ १५ ॥

श्रीशं० पार्श्वनाथ स्तोत्र, श्लो० ४.

વિશ્વના અધીશ્વર, સમસ્ત લોકમાં પવિત્ર, પાપીઓ જેને જાણી શકતા નથી અથવા પાપ જેની પાસે જઈ શકતું નથી એવા, મોક્ષ લક્ષ્મીરૂપી શ્રીવાળા, કમળના જેવી આંખવાળા, હમેશાં સારી રીતે પ્રસન્ન રહેવાવાળા અને શ્રી શંખેશ્વરમાં વિરાજમાન શ્રી પાર્શ્વનાથ પ્રભુને હું નમસ્કાર કરું છું. ૧૫.

पार्श्वः पार्श्वाग्ऱ्ययक्षेण, कृतरक्षेण सेविनाम् ।
संस्तुतः संस्तुतेर्यस्य, नागो नागेन्द्रतां ययौ ॥१६॥

कर्मचन्द्रप्रबन्ध, सर्ग १, श्लो० ४.

ભક્ત મનુષ્યોની રક્ષા કરનાર પાર્શ્વ નામના યક્ષે જેમની સ્તુતિ કરી છે, એવા શ્રીપાર્શ્વનાથ પ્રભુનાં દર્શન કરવાથી એક સામાન્ય સર્પ પણ નાગકુમાર દેવોના ઇંદ્ર–ધરણેંદ્ર-પણાને પામ્યો ૧૬.

## શ્રીમહાવીરજિન સ્તુતિઃ—

यः शक्रेण मुदाऽभिवन्दितपदद्वन्द्वः क्षमाभृद्वरः,
क्रोधाद्युत्कटवैरिवृन्ददलनः सद्धर्मनीतिप्रियः ।
प्रोन्मीलत्समितिश्रियं जयमयीं बिभ्रद्धलैरद्भुतः
स स्ताद् वीरजिनः शुभाय भवतां श्रीमानिनो मानिनाम् १७

धर्माभ्युदयनाटक (श्री मेघप्रभ.)

જેમનાં ચરણયુગલ ઇન્દ્રવડે આનંદપૂર્વક વંદાએલાં છે, જેઓ ક્ષમાશીલમાં શ્રેષ્ટ છે, ક્રોધાદિ મોટા શત્રુઓના સમૂહને નાશ કરનાર છે, સાચા ધર્મ અને નીતિથી પ્રિય છે, જય

કરનારી અને વિકસ્વર પાંચ સમિતિ ( ઈર્યા સમિતિ, ભાષા સમિતિ, એષણા સમિતિ, આદાન ભંડમત્ત નિક્ષેપના સમિતિ, પારિષ્ઠાપનિકા સમિતિ )ની લક્ષ્મીને ધારણ કરનાર છે, જેઓ બળથી આશ્ચર્યકારી છે, જ્ઞાનાદિ લક્ષ્મીવાળા અને જગતના ઈશ્વર એવા શ્રી તે વીરપ્રભુ આપ સરખા માનશીલ મનુષ્યોના કલ્યાણને માટે થાઓ. ૧૭

वीरः सर्वसुरासुरेन्द्रमहितो वीरं बुधाः संश्रिताः
वीरेणाभिहतः स्वकर्मनिचयो वीराय नित्यं नमः ।
वीरात् तीर्थमिदं प्रवृत्तमतुलं वीरस्य घोरं तपो
वीरे श्रीधृतिकीर्तिकान्तिनिचयः श्रीवीर ! भद्रं दिश ॥१८॥

पञ्चप्रतिक्रमण, सकलार्हत्स्तोत्र

શ્રી મહાવીર ભગવાન્ બધાય દેવતા અને અસુરોના ઈંદ્રોથી પૂજાયેલા છે જે વીરપ્રભુનો પંડિત પુરુષોએ આશરો લીધો છે, અને જે વીરપ્રભુવડે પોતાના કર્મનો સમૂહ નાશ કર્યો છે, એવા વીરપ્રભુને હમેશા નમસ્કાર થાઓ. વીરપ્રભુથી આ અતુલ એવું સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપી તીર્થ પ્રવર્ત્યું છે, જે વીરપ્રભુનું તપ ઘોર-ઉગ્ર છે, તથા જે વીરપ્રભુમાં કેવળજ્ઞાનરૂપી લક્ષ્મી, ધૈર્ય, કીર્તિ અને કાંતિનો સમૂહ છે, એવા હે વીર પ્રભુ! મને કલ્યાણનો માર્ગ દેખાડો-મારું કલ્યાણ કરો. ૧૮

चलनकोटिनिघट्टनचञ्चली—
कृतसुराचलवीर ! जगद्गुरो ! ।

त्रिभुवनाशिवनाशविधौ जिन !
प्रभवते भवते भगवन् ! नमः ॥ १९ ॥

जिनप्रभसूरिः.

ચરણની અણીઓવડે ઘસાવાથી જેણે સુરાચલ-મેરુપર્વતને ચંચલ-ચપલ કર્યો છે એવા શ્રી વીર પ્રભુ !, જગગુરુ !, ત્રણ જગતના પાપને નસાડવાની વિધિમાં સમર્થ એવા હે જિન ! હે ભગવાન્ ! આપને નમસ્કાર હો. ૧૯.

जयति विनिर्जितरागः, सर्वज्ञस्त्रिदशशक्रकृतपूजः ।
सद्भूतवस्तुवादी, शिवगतिनाथो महावीरः ॥ २० ॥

જેણે રાગ જીત્યો છે, જે સર્વજ્ઞ છે, જેની દેવતાઓએ પૂજા કરી છે, જે સદ્ભૂત વસ્તુવાદી છે-સાચા પદાર્થને કહેનાર છે અને જે શિવગતિનો સ્વામી છે; તે મહાવીર પ્રભુ જય પામો. ૨૦

यस्योपदेशपदमप्यवगत्य नित्यं
मुक्तिश्रियं तनुभृतः सपदि श्रयन्ते ।
स्वर्भूर्भुवः कमलकोशविकासनैक—
प्रद्योतनः स जयताज्जिनवर्धमानः ॥ २१ ॥

प्रबुद्धरोहिणेयनाटक, (रामभद्र.)

જેના ઉપદેશને જાણીને શરીરધારી જીવો હમેશાં મુક્તિરૂપી લક્ષ્મીને એકદમ મેળવે છે, તે સ્વર્લોક, ભૂર્લોક, ભૂલોક-દેવ-પાતાલ-મનુષ્યલોક ( સરખાવો બ્રાહ્મણોની ગાયત્રી ॐ भूर्भुव-

स्स्वस्तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ) ના કમલકોશને વિકસાવનાર પ્રદ્યોતન–સૂર્યરૂપ વર્ધમાન જિન જય પામો. ૨૧

न वेद सिद्धार्थभवोऽपि यः स्वयं
चकार सिद्धार्थभवत्वमात्मनः ।
सुसंवरः संवरवैरिनिर्जयात्,
स सम्मदं वीरजिनस्तनोतु वः ॥ २२ ॥

शांतिनाथचरित्र, (मुनिभद्र.)

પોતે સિદ્ધાર્થભવ ( સિદ્ધાર્થ રાજાના પુત્ર ) હોવા છતાં તેને ન ગણકારતા પોતાની મેળેજ પોતાનું સિદ્ધાર્થભવત્વ ( જેણે અર્થ સિદ્ધ કર્યો એવા સિદ્ધાર્થ હોવાપણું–અર્થસિદ્ધિ –મોક્ષ મેળવવાપણું ) પ્રાપ્ત કર્યું; સંવર ( કર્મના આવરણનો અટકાવ ) ના વેરી એવા આશ્રવ ( કર્મ આવવાનાં દ્વારો ) પર વિજય મેળવી પોતે સુસંવર ( સમ્યગ્ રીતે જેણે સંવર કર્યો છે એવા ) થયા, તે વીરજિન તમારું કલ્યાણ કરો. ૨૨.

निरूपममनन्तमनघं
शिवपदमधिरूढमपगतकलङ्कम् ।
दर्शितशिवपुरमार्गं
वीरजिनं नमत परमशिवम् ॥ २३ ॥

सप्ततिका–प्रशस्ति, (मलयगिरि.)

નિરૂપમ, અનન્ત, અનઘ–નિષ્પાપ, શિવપદ–મોક્ષપદ પર

આરૂઢ થયેલા, નિષ્કલંક, જેણે શિવપુરનો માર્ગ બતાવ્યો છે એવા અને પરમશિવ શ્રી વીરજિનને નમસ્કાર કરો. ૨૩

अशेषकर्मांशतमःसमूह—
क्षयाय भास्वानिव दीप्ततेजाः ।
प्रकाशिताशेषजगत्स्वरूपः,
प्रभुः स जीयाज्जिनवर्धमानः ॥ २४ ॥

सप्ततिका–मङ्गलाचरण, (मलयगिरि.)

સર્વ કર્મોના અંશરૂપી અંધકારના સમૂહના ક્ષય માટે સૂર્યની માફક જેઓ અત્યંત તેજસ્વી છે અને જેણે સર્વ જગતનું સ્વરૂપ પ્રકાશિત કર્યું છે, એવા શ્રી વર્ધમાન જિન જીવન્ત રહો–જય પામો. ૨૪

नमो दुर्वाररागादिवैरिवारनिवारिणे ।
अर्हते योगिनाथाय, महावीराय तायिने ॥ २५ ॥

योगशास्त्र, प्र० १, श्लो० १.

દુઃખે કરીને નિવારણ કરી શકાય એવા રાગાદિ શત્રુઓના સમૂહને નિવારનાર, પૂજાને યોગ્ય, યોગીઓના નાથ અને જીવોનું રક્ષણ કરનાર એવા શ્રી મહાવીર પ્રભુને નમસ્કાર થાઓ. ૨૫

वीरो विश्वेश्वरो देवो युष्माकं कुलदेवता ।
स एव नाथो भगवानस्माकं पापनाशनः ॥ २६ ॥

सिद्धहेमशब्दानुशासनवृत्ति, अ० २, पाद १, सूत्र २८

વિશ્વના સ્વામી શ્રીવીરદેવ તમારા કુળદેવ છે, અને તે જ સ્વામી ભગવાન, અમારા પાપને નાશ કરનાર છે. ૨૬.

कल्याणपादपारामं श्रुतगङ्गाहिमाचलम् ।
ज्ञाना(विश्वा)म्भोजरविं देवं वन्दे श्रीज्ञातनन्दनम् ॥ २७ ॥

त्रि० श० पु० च०.

કલ્યાણરૂપી વૃક્ષોના બગીચા સમાન, આગમરૂપી ગંગા નદીના ઉત્પત્તિસ્થાન હિમાલય પર્વત સમાન અને જ્ઞાનરૂપી અથવા વિશ્વરૂપી કમળને વિકસાવવામા સૂર્ય સમાન-એવા જ્ઞાતનન્દન શ્રીવીરપ્રભુને હું વાંદુ છું. ૨૭

पान्तु वः श्रीमहावीरस्वामिनो देशनागिरः ।
भव्यानामन्तरमलप्रक्षालनजलोपमाः ॥ २८ ॥

त्रि० श० पु० च०.

ભવ્ય મનુષ્યોના હૃદયના મેલને ધોવામાં પાણી સમાન, શ્રીમહાવીરસ્વામી પ્રભુની દેશના સમયની વાણી તમારું રક્ષણ કરો. ૨૮

पन्नगे च सुरेन्द्रे च, कौशिके पादसंस्पृशि ।
निर्विशेषमनस्काय, श्रीवीरस्वामिने नमः ॥ २९ ॥

योगशास्त्र, प्र० १, श्लो० २.

પગે ડંસ દેનાર ચંડકૌશિક નાગ ઉપર અને પ્રભુને ભક્તિથી નમસ્કાર કરવા માટે ચરણ સ્પર્શ કરનાર ઇન્દ્ર ઉપર જેનું

મન સમાન-દ્વેષ અને રાગ વિનાનું છે તે શ્રી મહાવીર પ્રભુને નમસ્કાર થાઓ. ૨૯.

शासनाधीश्वरो वीरः, समीरः पापपांसुषु ।
सेव्यो यत्सेवनाजातः, सिद्धोऽप्यष्टापदासनः ॥ ३० ॥

कर्मचन्द्रप्रबन्ध, सर्ग १, श्लो० ५.

પાપરૂપી ધૂળને ઉડાડવામાં વાયુ સમાન એવા શાસનના સ્વામી શ્રીવીરપ્રભુ સેવા કરવાને યોગ્ય છે. જેમની સેવાથી સિદ્ધ પણ અષ્ટાપદ નામના ગિરિ ઉપર આસનને-સ્થાનને પ્રાપ્ત કરી શક્યો છે. ૩૦



## जिन–पूजा–विधि (१४)

પૂજા વિધિ—

पूजकः स्यादथो पूर्वमुखो वाप्युत्तरामुखः ।
दक्षिणादिदिशो वर्ज्या विदिग्वर्जनमेव च ॥ १ ॥

विवेकविलास, प्रथमोल्लास, श्लो० ८७.

પૂજા કરનાર પુરુષે પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ મુખ કરીને પૂજા કરવી; દક્ષિણ, પશ્ચિમ, અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય અને ઈશાન્ય એ છ દિશા પૂજામાં અવશ્ય વર્જવી. ૧.

જિન પૂજા—

मनोवाक्कायवस्त्रोर्वीपूजोपकरणस्थितेः ।
शुद्धिः सप्तविधा कार्या, श्रीअर्हत्पूजनक्षणे ॥ २ ॥

श्राद्धविधि, पृ०, ५०, श्लो० १.

મન, વાણી, કાયા, વસ્ત્ર, પૃથ્વી, પૂજાનો સામાન અને પૂજાની સ્થિતિ–સ્થિરતા; શ્રીઅરિહંત પ્રભુની પૂજાના સમયે આ સાત પ્રકારની શુદ્ધિ કરવી જોઈએ ૨.

शुचिः पुष्पामिषस्तोत्रैर्देवमभ्यर्च्य वेश्मनि ।
प्रत्याख्यानं यथाशक्ति कृत्वा देवगृहं व्रजेत् ॥ ३ ॥

योगशास्त्र, प्रकाश ३, श्लो० १२२.

પવિત્ર થઇ ઘરમા નાખેલા દેવને પુષ્પ, નૈવેદ્ય અને સ્તોત્ર વડે પૂજી યથાશક્તિ પચ્ચખ્ખાણ કરી દેવગૃહ પ્રત્યે-ગામના ચૈત્ય પ્રત્યે જવુ ૩

प्रविश्य विधिना तत्र त्रिःप्रदक्षिणयेज्जिनम् ।
पुष्पादिभिस्तमभ्यर्च्य स्तवनैरुत्तमैः स्तुयात् ॥ ४ ॥

योगशास्त्र, प्रकाश ३, श्लो० १२३.

તે જિનચૈત્યને વિષે વિધિપૂર્વક પ્રવેશ કરીને જિનેશ્વરને ત્રણ પ્રદક્ષિણા કરવી, પછી પુષ્પાદિકવડે તેમની પૂજા કરીને ઉત્તમ સ્તવનોવડે તેની સ્તુતિ કરવી ૪.

પુષ્પ પૂજા—

અષ્ટપ્રકારી પૂજા:—

गन्धधूपाक्षतैः स्रग्भिः, प्रदीपैर्बलिनारिभिः ।
प्रधानैश्च फलैः पूजा, विधेया श्रीजिनेशितुः ॥ ६ ॥

श्राद्धविधि, पृ० ५८, श्लो० १४.❀

ચદન, ધૂપ, અક્ષત, પુષ્પમાળા, દીપક, નૈવેદ્ય, જળ અને ઉત્તમ ફળોથી જિનેશ્વર પ્રભુની પૂજા કરવી જોઇએ ૬

वरपुप्फगन्धअक्खयपईवफलधूवनीरपत्तेहिं ।
नेवज्जविहाणेण य जिनपूआ अट्ठहा भणिया ॥ ७ ॥

શ્રેષ્ઠ પુષ્પ, સુગન્ધી વાસક્ષેપ—ચદન, ચોખા, દીવો, ફળ, ધૂપ, પાણી અને નૈવેદ્યના વિધાન–મૂકવા વડે જિનેશ્વર પ્રભુની પૂજા આઠ પ્રકારની કહેલી છે ૭

નવાઙ્ગી પૂજા:—

श्रीचन्दनं विना पूजा, नैव कार्या जिनेशितुः ।
भाले कण्ठे हृदम्भोजे, उदरे तिलकं क्रमात् ॥ ८ ॥

विवेकविलास, प्रथमोल्लास, श्लो० ९१

ઉત્તમ ચદન વગર જિનપ્રતિમાની પૂજા કોઇ કાળે પણ કરવી નહિ ચરણના અગુઠા, ઢીંચણો, કાડા, ખભા, મસ્તક, કપાળ, કઠ, હૃદય, ઉદર આ નવ સ્થાન ઉપર અનુક્રમે તિલક કરવુ ૮.

ત્રિકાલ પૂજાઃ—

नवभिस्तिलकैः पूजा, करणीया निरन्तरम् ।
प्रभाते प्रथमं वासपूजा कार्या विचक्षणैः ॥ ९ ॥

विवेकविलास, प्रथमोल्लास, श्लो० ९२.

હમેશા નવ તિલકવડે જિનપ્રતિમાની પૂજા કરવી, વિધિના જાણકાર પુરુષોએ પ્રભાત કાળમાં પ્રથમ વાસપૂજા કરવી. ૯

मध्याह्ने कुसुमैः पूजा, सन्ध्यायां धूपदीपतः ।
अर्हतो दक्षिणे भागे, दीपस्याथ निवेशनम् ॥ १० ॥

विवेकविलास, प्रथमोल्लास, श्लो०, ९३.

બપોરે સુગંધી ફુલોથી જિનપ્રતિમાની પૂજા કરવી, અને સંધ્યાકાળે ધૂપ-દીપથી પૂજા કરવી. જિનપ્રતિમાની જમણી બાજુએ દીવો રાખવો. ૧૦

वामांशे धूपदहनमग्रपूजा तु मम्मुखम् ।
ध्यानं तु दक्षिणे भागे, चैत्यानां वन्दनं तथा ॥ ११ ॥

विवेकविलास, प्रथमोल्लास, श्लो० ९४.

ભગવાનની ડાબી બાજુએ ધૂપ ધાણું મૂકવું નૈવેદ્ય ફળ આદિથી અગ્રપૂજા ભગવાનની સન્મુખ કરવી અને ધ્યાન તથા ચૈત્યવંદન ભગવાનની જમણી બાજુએ રહીને કરવું ૧૧.



## जिन–वन्दन–पूजन–फल (१५)

જિનદર્શન ફળ:—

धन्याऽद्यदृष्टिरियं यया विमलया दृष्टो भवान् प्रत्यहं
धन्याऽसौ रसना यया स्तुतिपथं नीतो जगद्वत्सल!।
धन्यं कर्णयुगं वचोऽमृतरसं पीतं मुदा येन ते,
धन्यं हृत् सततं च येन विशदस्त्वन्नाममन्त्रो धृतः ॥ १ ॥

નિર્મળ એવી જે દૃષ્ટિવડે તમે હમેશાં જોવાયા, તે દૃષ્ટિને ધન્ય છે, હે વિશ્વવત્સલ! જે જિહ્વાવડે તમે સ્તુતિમાર્ગમાં લઈ જવાયા-જે વડે તમારી હંમેશા સ્તુતિ કરી, તે જિહ્વાને ધન્ય છે, જે કર્ણયુગલે તમારા વચન રૂપી અમૃતરસનું પાન કર્યું તે કર્ણયુગલને ધન્ય છે, તથા જે હૃદયે નિરંતર તમારા નામરૂપી નિર્મળ મંત્રને ધારણ કર્યો તે હૃદયને પણ ધન્ય છે. ૧.

अद्याभवत् सफलता नयनद्वयस्य,
देव! त्वदीयचरणाम्बुजवीक्षणेन।
अद्य त्रिलोकतिलक! प्रतिभासते मे,
संसारवारिधिरयं चुलुकप्रमाणः ॥ २ ॥

સમાન સ્વામી ! આજે મને આ સંસારસમુદ્ર અંજલિ-પસલી જેટલો જ લાગે છે ૨

दर्शनं देवदेवस्य, दर्शनं पापनाशनम् ।
दर्शनं स्वर्गसोपानं दर्शनं मोक्षसाधनम् ॥ ३ ॥

દેવોના પે દેવ-શ્રી તીર્થંકર પ્રભુનું દર્શન પાપને નાશ કરનારુ, ઉન્નતિ કારક વસ્તુઓના ( અથવા સ્વર્ગના ) પગથીયા સમાન અને મોક્ષના સાધનભૂત છે, માટે તેમનું દર્શન કરવું જોઇએ. ૩

दर्शनेन जिनेन्द्राणां साधूनां वन्दनेन च ।
न तिष्ठति चिरं पापं छिद्रहस्ते यथोदकम् ॥ ४ ॥

જિનેશ્વર પ્રભુનાં દર્શનથી અને સાધુપુરુષોના વંદન વડે જેમ છિદ્રવાળા ( પોલા ) હાથમા પાણી રહેતુ નથી તેમ લાંબા કાળના પાપ રહેતા નથી. અર્થાત્ આત્મા નિર્મળ થયે પુરાણ પાપ ખરી પડે છે-નષ્ટ થાય છે. ૪.

सार्वभौमोऽपि मा भुवं त्वद्दर्शनपराङ्मुखः ।
त्वद्दर्शनपरस्वान्तः, त्वच्चैत्ये विहगोऽप्यहम् ॥ ५ ॥

હે પ્રભુ ! તારા દર્શનથી વિમુખ થઇને ચક્રવર્તી પણ હું થવાને ઇચ્છતો નથી. પરંતુ તારા દર્શન માટે તત્પર મનવાળો થઇને તારા ચૈત્ય—મંદિરમાં પક્ષી થાઉં ( તોપણ મને કબૂલ છે ) ૫

धन्योऽहं कृतपुण्योऽहं निस्तीर्णोऽहं भवार्णवात् ।
अनादिभवकान्तारे, दृष्टो येन जिनो मया ॥ ६ ॥

આ અનાદિકાળના સંસારરૂપી જંગલમાં આજે જિનેશ્વર પ્રભુને મેં દેખ્યા, તેથી હું ધન્ય છું પુણ્યવાન્ છું અને આ ભવરૂપી સમુદ્રમાંથી ( તરીને ) પાર પામ્યો છું. ૬.

अद्य प्रक्षालितं गात्रं नेत्रे च विमलीकृते ।
मुक्तोऽहं सर्वपापेभ्यो जिनेन्द्र ! तव दर्शनात् ॥ ७ ॥

હે જિનેંદ્ર ! તમારું દર્શન થવાથી આજે મારું શરીર ધોવાઇને સાફ થયું છે, મારાં નેત્રો નિર્મળ થયાં છે, અને સર્વ પાપથી હું મુક્ત થયો છું. ૭.

अद्य मे सफलं जन्म, अद्य मे सफलाः क्रियाः ।
शुभो दिनोदयोऽस्माकं जिनेन्द्र ! तव दर्शनात् ॥ ८ ॥

હે જિનેંદ્ર ! તમારા દર્શન થવાથી મારો જન્મ આજે સફળ થયો, મારી ક્રિયાઓ આજે સફળ થઈ, અને આજે અમારો દિવસ સારો ઉગ્યો છે. ૮.

अद्य मे सफलं देहमद्य मे सफलं चलम् ।
नष्टानि विघ्नजालानि, जिनेन्द्र ! तव दर्शनात् ॥ ९ ॥

पार्श्व० च०; (गद्य) पृ० ९२, (प्र० स०)

હે જિનેશ્વર ! તમારા દર્શન થવાથી આજે મારું શરીર

સફળ થયું છે, આજે મારું બળ સફળ છે, તથા મારા વિઘ્નના સમૂહ આજે નાશ પામ્યા છે. ૯.

अद्य मे सफलं जन्म, प्रशस्तं सर्वमङ्गलम् ।
भवार्णवं च तीर्णोऽहं जिनेन्द्र! तव दर्शनात् ॥ १० ॥

पार्श्व० च०; (गद्य) पृ. ९२,( प्र० स०)

હે જિનેન્દ્ર! તમારું દર્શન થવાથી આજે મારો જન્મ સફળ થયો છે, વખાણવા લાયક સર્વ પ્રકારનું મંગલ મને પ્રાપ્ત થયું છે, તથા આજે હું ભવસાગરને તરી ગયો છું. ૧૦.

अद्य मे सफलं गात्रं नेत्रे च विमलीकृते ।
स्नातोऽहं धर्मकृत्येषु, जिनेन्द्र! तव दर्शनात् ॥११॥

पार्श्व० च०, (गद्य) पृ. ९२ (प्र० स०)

હે જિનેન્દ્ર! તમારું દર્શન થવાથી આજે મારું ગાત્ર -શરીર સફળ થયું છે, આજે મારા નેત્રો નિર્મળ થયાં છે, અને આજે હું ધર્મના કાર્યોમા ન્હાયો-પવિત્ર થયો છું. ૧૧.

अद्याहं सुकृतीभूतो विधूताशेषकिल्बिषः ।
भुवनत्रयपूज्योऽहं जिनेन्द्र! तव दर्शनात् ॥ १२ ॥

पार्श्व० च०, (गद्य) पृ. ९२, (प्र० स०)

હે જિનેન્દ્ર! તમારું દર્શન થવાથી આજે હું પુણ્યશાળી થયો છું, આજે મારા સર્વ પાપ નાશ પામ્યા છે, અને ત્રણ જગતને પૂજ્ય થયો છું. ૧૨.

अद्य मिथ्याऽन्धकारस्य, हन्ता ज्ञानदिवाकरः ।
उदितो मच्छरीरस्य, जिनेन्द्र ! तव दर्शनात् ॥ १३ ॥

पार्श्व० च०; (गद्य) पृ. ९२, (प्र० स०)

હે જિનેંદ્ર ! તમારું દર્શન થવાથી આજે મારા શરીરમાં રહેલા મિથ્યાત્વરૂપી અંધકારને હણનાર જ્ઞાનરૂપી સૂર્ય ઉદય પામ્યો છે. ૧૩

अद्य मे कर्मणां जालं विधूतं सकषायकम् ।
दुर्गत्या विनिवृत्तोऽहं जिनेन्द्र ! तव दर्शनात् ॥ १४ ॥

पार्श्व० च०; (गद्य) पृ. ९३, (प्र० स०)

હે જિનેંદ્ર ! તમારું દર્શન થવાથી આજે કષાયો સહિત મારા કર્મનો સમૂહ નાશ પામ્યો છે, અને આજે હું દુર્ગતિથી નિવૃત્ત થયો છું, અર્થાત્ દુર્ગતિમાં જતા અટક્યો છું. ૧૪.

अद्य नष्टो महाबन्धः, कर्मणां दुःखदायकः ।
सुखसङ्गः समुत्पन्नो जिनेन्द्र ! तव दर्शनात् ॥ १५ ॥

पार्श्व० च० (गद्य) पृ. ९३, (प्र० स०)

હે જિનેંદ્ર ! તમારું દર્શન થવાથી આજે મારો દુઃખ દેનારો કર્મનો મોટો બંધ નાશ પામ્યો છે, અને સુખનો સંગ પ્રાપ્ત થયો છે. ૧૫.

मनः प्रसन्नं सम्पन्नं नेत्रे पीयूषपूरिते ।
अहं स्नातः सुधाकुण्डे, जिनेन्द्र ! तव दर्शनात् ॥ १६ ॥

धर्मकल्प०, पृ० ४, श्लो० ६५. ( दे० ला० )

હે જિનેંદ્ર! આપનું દર્શન થવાથી મારૂં મન પ્રસન્ન થયું છે, મારાં નેત્રો અમૃતવડે પૂર્ણ થયા છે, અને હું અમૃતના કુંડમાં ન્હાયો છું. ૧૬.

सुप्रभातं सुदिवसं कल्याणं मेऽद्य मङ्गलम् ।
यद् वीतराग ! दृष्टोऽसि, त्वं त्रैलोक्यदिवाकरः ॥१७॥

धर्मकल्प०, पृ० ४, श्लो० ६३. ( दे० ला० )

હે વીતરાગ! ત્રણે લોકના સૂર્ય સમાન તમને આજે મેં જોયા છે-તમારું દર્શન કર્યું છે, તેથી આજનો મારો પ્રાતઃકાળ શુભ થયો, આજનો દિવસ પણ શુભ થયો, તેમજ કલ્યાણ અને મંગળ મને પ્રાપ્ત થયુ છે. ૧૭

अद्य छिन्ना मोहपाशा अद्य रागादयो जिताः ।
अद्य मोक्षसुखं जातमद्य तीर्णो भवार्णवः ॥ १८ ॥

धर्मकल्प०, पृ० ४, श्लो० ६४. ( दे० ला० )

હે જિનેંદ્ર! તમારુ દર્શન થવાથી આજે મારા મોહના પાશ છેદાઈ ગયા છે, આજે મે રાગાદિક શત્રુઓને જીત્યા છે, આજે મને મોક્ષનું સુખ પ્રાપ્ત થયુ છે, અને આજે હું સંસાર સમુદ્રને તરી ગયો છુ. ૧૮.

यास्यामीति जिनालये, स लभते ध्यायँश्चतुर्थं फलं
षष्ठं चोत्थितुमुद्यतोऽष्टममथो गन्तुं प्रवृत्तोऽध्वनि ।

श्रद्धालुर्दशमं वहिर्जिनगृहात् प्राप्तस्ततो द्वादशं
मध्ये पाक्षिकमीक्षिते जिनपतौ मासोपवासं फलम् ॥१९॥

प्रबन्धकोश, रत्नश्रावकप्र०; पृ० ९३, ( सिं० म० )

'હુ જિનાલયમા જઈશ' એમ વિચાર કરનારને એક ઉપવાસનું, તે માટે ઉઠવાનો ઉદ્યમ કરનારને બે ઉપવાસનું, જવાની પ્રવૃત્તિ કરનારને ત્રણ ઉપવાસનું, રસ્તામાં શ્રદ્ધા કરનારને ચાર ઉપવાસનું, જિનાલયની બહાર દરવાજે પહોંચે ત્યારે પાચ ઉપવાસનું, જિનમંદિરની અંદર પહોંચે ત્યારે પંદર ઉપવાસનું અને જિનેશ્વર પ્રભુના દર્શન કરવાથી એક મહિનાના ઉપવાસનું ફળ મળે છે. ૧૯.

दर्शनाद् दुरितध्वंसी, वन्दनाद् वाञ्छितप्रदः ।
पूजनात् पूरकः श्रीणां जिनः साक्षात् सुरद्रुमः ॥ २० ॥

उप० तरं०, पृ० १९८, (य. वि. म.)

જિનેશ્વર પ્રભુ, દર્શનથી પાપનો નાશ કરે છે, વદન કરવાથી વાછિતને આપે છે અને પૂજવાથી લક્ષ્મીને પૂર્ણ કરે છે, માટે જિનેશ્વર સાક્ષાત્ કલ્પવૃક્ષ છે. ૨૦.

तव स्तवननिध्यानध्यानैरजनि निर्मलम् ।
वक्षश्चक्षुर्मनो मेऽद्य, वीतराग ! नमोऽस्तु ते ॥ २१ ॥

पार्श्व० च०, गद्य पृ० ९३, ( प्र० म० ).

થયાં છે, અને તમારા ધ્યાનવડે મારું મન નિર્મળ થયું છે. તમને મારો નમસ્કાર હો. ૨૧.

सर्वज्ञदेवस्य च नामजापात्,
प्राप्नोति किं नाग्निभयं क्षयं च? ।
प्राप्नोति किं राजभयं न नाशं?
प्राप्नोति किं चोरभयं न नाशम्? ॥ २२ ॥

सुभाषितरत्नभाण्डागार.

સર્વજ્ઞ દેવના નામનો જાપ કરવાથી શું અગ્નિનો ભય નાશ નથી પામતો ? શું રાજાનો ભય નાશ નથી પામતો ? અને શું ચોરનો ભય નાશ નથી પામતો ? અર્થાત્ સર્વ ભય નાશ પામે છે ૨૨

જિનવંદન ફળઃ—

यः प्रातरेव नमतां भवदंह्रियुग्मं
संजायते क्षितिरजस्तिलको ललाटे ।
पुंसां स एव सपदि त्रिदिवापवर्ग–
लक्ष्मीवशीकरणकौशलमाबिभर्ति ॥ २३ ॥

उप० तर०, पृ० २२९, ( य० वि० ग्रं० ).

હે જિનેંદ્ર ! પ્રાતઃકાળે તમારા ચરણ યુગલને નમસ્કાર કરતા પુરુષોના લલાટમા-કપાળમા જે પૃથ્વીની રજનુ તિલક થાય છે, તે જ તિલક તત્કાળ સ્વર્ગ અને મોક્ષરૂપી લક્ષ્મીના વશીકરણમાં કુશળતાને ધારણ કરે છે. ૨૩.

स्वर्गस्तस्य गृहाङ्गणं सहचरी साम्राज्यलक्ष्मीः शुभा,
सौभाग्यादिगुणावलिर्विलसति स्वैरं वपुर्वेश्मनि ।
संसारः सुतरः शिवं करतलक्रोडे लुठत्यञ्जसा,
यः श्रद्धाभरभाजनं जिनपतेः पूजां विधत्ते जनः ॥ २४ ॥

सिन्दूरप्रकर, श्लो० १०.

અત્યત શ્રદ્ધાના પાત્રરૂપ જે મનુષ્ય જિનેશ્વર પ્રભુની પૂજા કરે છે તેને, પોતાના ઘરનુ આગણુ જ સ્વર્ગ બને છે, સામ્રાજ્યની લક્ષ્મી સુંદર સહચરી-સખી બને છે, શરીરરૂપી ઘરને વિષે સૌભાગ્ય વગેરે ગુણોની શ્રેણિ સ્વતત્રપણે વિલાસ કરે છે, સસાર સારી રીતે તરાય એવો બને છે અને મોક્ષ હથેલીમા જલ્દીથી આવે છે ૨૪.

જિન પૂજન ફળઃ—

पापं लुम्पति दुर्गतिं दलयति व्यापादयत्यापदं
पुण्यं संचिनुते श्रियं वितनुते पुष्णाति नीरोगताम् ।
सौभाग्यं विदधाति पल्लवयति प्रीतिं प्रसूते यशः,
स्वर्गं यच्छति निर्वृतिं च रचयत्यर्चाऽर्हतां निर्मिता॥२५॥

सिन्दूरप्रकर, श्लो० ९.

તીર્થંકર ભગવાનની કરેલી પૂજા, પાપનો નાશ કરે છે, નરકાદિ દુર્ગતિનુ દલન કરે છે, આપત્તિનો વિનાશ કરે છે, પુણ્યનો સંચય કરે છે, લક્ષ્મીનો વિસ્તાર કરે છે, આરોગ્યની પુષ્ટિ કરે છે, તેમજ સૌભાગ્ય, પ્રીતિ, યશ, સ્વર્ગ અને યાવત્ મોક્ષ સુખને પણ આપે છે. ૨૫

सा जिह्वा या जिनं स्तौति, तच्चित्तं यच्चदर्पितम् ।
तावेव केवलौ श्लाघ्यौ, यौ तत्पूजाकरौ करौ ॥ २६ ॥

जैनपञ्चतन्त्र, पृ० २५४, श्लो० १०.

તે જ જિંહા પ્રશસ્ય છે કે જે જિનેશ્વરની સ્તુતિ કરે છે, તે જ ચિત્ત પ્રશસ્ય છે કે જે જિનેશ્વરના ધ્યાનમાં મગ્ન હોય, અને તે જ બે હાથ કેવળ વખાણવા લાયક છે કે જે જિનેશ્વરની પૂજા કરે છે ૨૬.

यन्मयोपार्जितं पुण्यं जिनशासनसेवया ।
जिनशासनसेवैव, तेन मेऽस्तु भवे भवे ॥ २७ ॥

प्रबन्धकोश, वस्तुपालप्रबन्ध, श्लो० १०२. ( सिं० ग्रं० )

જિનેશ્વર પ્રભુના શાસનની સેવા વડે મેં જે પુણ્ય ઉપાર્જન કર્યું છે તે પુણ્યવડે કરીને જિનશાસનની સેવાજ મને ભવો-ભવને વિષે પ્રાપ્ત થાઓ. ૨૭

जिनस्य पूजनं हन्ति, प्रातः पापं निशाभवम् ।
आजन्म विहितं मध्ये, सप्तजन्मकृतं निशि ॥ २८ ॥

श्राद्धविधि, पृ० ६४, (आत्मा० स०)

પ્રાતઃકાળે જિનેશ્વર પ્રભુનું કરેલું પૂજન, રાત્રિએ કરેલાં પાપને નાશ કરે છે, મધ્યાહ્ને કરેલું પૂજન આખી જીંદગીમા કરેલા પાપોનો અને રાતે-સંધ્યા સમયે કરેલું પૂજન સાત ભવના કરેલાં પાપોનો નાશ કરે છે ૨૮

लब्धाः श्रियः सुखं स्पृष्टं सुखं दृष्टं तनूरुहाम् ।
पूजितं दर्शनं जैनं न मृत्योर्भयमस्ति मे ॥ २९ ॥

प्रबन्धकोश, वस्तुपालप्रबन्ध, श्लो० ९९. ( सिं० ग्रं० )

લક્ષ્મી પ્રાપ્ત કરી, સુખ મેળવ્યું, પુત્રાદિકનું સુખ જોયું અને જિનેશ્વર ભગવાનના શાસનની પૂજા-સેવા પણ કરી છે, તેથી હવે મને મૃત્યુનો જરા પણ ભય નથી. ૨૯

स्वर्गापवर्गदो द्रव्यस्तवोऽत्रापि सुखावहः ।
हेतुश्चित्तप्रसत्तेस्तत्, कर्तव्यो गृहिणा सदा ॥ ३० ॥

योगसार, प्रस्ताव १, श्लो० ३१.

દ્રવ્યપૂજા આ ભવમા પણ સુખ આપનાર છે, પરભવમાં સ્વર્ગ અને મોક્ષને આપનાર છે, તથા ચિત્તની નિર્મલતાનું કારણ છે, તેથી ગૃહસ્થીઓએ આ દ્રવ્યપૂજા અવશ્ય કરવા લાયક છે. ૩૦.

धूवे पक्खोवासो, मासखवणं च कप्पूरधूवम्मि ।
कत्तिअमासखवणं साहूपडिलाभिए लहइ ॥ ३१ ॥

प्रबन्धकोश, रत्नश्रावकप्र०, ( सिं० ग्रं० ).

જિનેશ્વર પ્રભુ પાસે ધૂપ ઉખેવવાથી પક્ષ ઉપવાસનું ફળ થાય છે, કપૂરના દીવા સહિત ધૂપ ( આરતિ ) કરવાથી એક મહિનાના ઉપવાસ જેટલું ફળ થાય છે અને (શત્રુંજય તીર્થમા) મુનિરાજોને દાન દેવાથી કારતક મહિનાના ત્રીશ ઉપવાસ જેટલું ફળ થાય છે ( દ્રાવિડ અને વારિખિલ્લજી આદિ દશ ક્રોડ મુનિરાજો શ્રી શત્રુંજય તીર્થ ઉપર આસો શુદિ ૧૫ થી કારતક શુદિ ૧૫ સુધી એક માસનું અનશન કરી મોક્ષમાં

ગયેલા હોવાથી કારતક મહિનાના ઉપવાસનું શ્રીશત્રુંજયમાહાત્મ્ય આદિ ગ્રંથોમાં વિશેષ ફળ કહ્યું છે. ) ૩૧.

सयं पमज्जणे पुन्नं, सहस्सं च विलेवणे ।
सयसाहस्सिया माला, अणंतं गीअवाइए ॥ ३२ ॥

प्रबन्धकोश, रत्नश्रावकप्र०, ( सिं० ग्रं० ).

શ્રી જિનેશ્વર ભગવાનની મૂર્ત્તિનું શુદ્ધ ભાવપૂર્વક પ્રમાર્જન કરવાથી સો ઉપવાસનું, વિલેપન-પૂજા કરવાથી હજાર ઉપવાસનું, માળા પહેરાવવાથી લાખ ઉપવાસનું અને વાજિંત્ર સાથે સંગીત-સ્તુતિ કરવાથી અનંત ઉપવાસ જેટલું ફળ થાય છે. ૩૨.

जो पूएइ तिसज्झं, जिणिंदरायं तहा विगयदोसं ।
सो तइयभवे सिज्झइ, अहवा सत्तट्ठमे जम्मे ॥ ३३ ॥

उप० तरं०, पृ० १६८, ( य० वि० ग्रं० ).

જે મનુષ્ય દોષ વિનાના જિનેશ્વર પ્રભુને શ્રદ્ધાપૂર્વક ત્રણે કાળ પૂજે છે, તે ત્રીજે ભવે મોક્ષે જાય છે, અથવા સાતમા આઠમા ભવે તો નિશ્ચયે કરીને જાય છે ૩૩

धूपं दहति पापानि, दीपो मृत्युविनाशनः ।
नैवेद्यैर्विपुलं राज्यं प्रदक्षिणा शिवप्रदा ॥ ३४ ॥

उप० तरं०, पृ० १८८, ( य० वि० ग्रं० ).

---

નોટઃ—ઉપરના નં૦ , ..., ૨૪, ૨૫, ૩૦, ૩૪ ના શ્લોકો ત્રીજા ભાગના પૃષ્ઠ ૧૦૩૯, ૧૦૪૦, ૧૦૪૩ મા આવી ગયા છે, છતા જિન-પૂજામાં ઉપયોગી હોવાથી આ સ્થળે આપેલ છે

જિનેશ્વરની પૂજામા કરેલો ધૂપ પાપને બાળે છે, દીવો મૃત્યુનો વિનાશ કરે છે, નૈવેદ્ય મોટુ રાજ્ય આપે છે અને પ્રદિક્ષણા મોક્ષ આપે છે ૩૪

ચૈત્યવદન ફ્લઃ—

चैत्यवन्दनतः मम्यक्, शुभो भावः प्रजायते ।
तस्मात् कर्मक्षयः सर्व , ततः कल्याणमश्नुते ॥ ३५ ॥

धर्मबिन्दु, सूत्र १७७ वृत्ति*

સારી રીતે ચૈત્યવદન કરવાથી શુભ ભાવ ઉત્પન્ન થાય છે, તે શુભ ભાવથી સર્વ કર્મનો ક્ષય થાય છે અને કર્મક્ષયથી કલ્યાણને એટલે મોક્ષને પ્રાપ્ત કરે છે ૩૫

જિનાલય-જિનમૂર્તિ વિધાન ફળઃ—

रम्यं येन जिनालयं निजभुजोपात्तेन कारापितं
मोक्षार्थं स्वधनेन शुद्धमनसा पुंसा सदाचारिणा ।
वेद्यं तेन नरामरेन्द्रमहितं तीर्थेश्वराणा पदं
प्राप्तं जन्मफलं कृतं जिनमतं गोत्रं समुद्योदिवतम् ॥३६॥

सूक्तमुक्ता०, पृ० १३२, श्लो० ४, ( ही० हं० )*

શુદ્ધ મનવાળા અને સદાચારવાળા જે પુરુષે પોતાની ભુજાથી ન્યાયવડે ઉપાર્જન કરેલા પોતાના ધનવડે મોક્ષને માટે મનોહર જિનાલય કરાવ્યુ હોય, તે પુરુષે નરેંદ્ર અને દેવેન્દ્રોએ પૂજેલુ તીર્થંકર પદ ભોગવવાનુ છે, તેણે જન્મનુ ફળ

પ્રાપ્ત કર્યું છે, તેણે જિનેશ્વરનો મત અંગીકાર કર્યો છે, અને તેણે પોતાનું કુળ ઉજ્જ્વળ કર્યું છે એમ જાણવું. ૩૬.

जिनभवनं जिनबिम्बं जिनपूजां जिनमतिं च यः कुर्यात् ।
तस्य नरामरशिवसुख–फलानि करपल्लवस्थानि ॥ ३७ ॥

धर्मबिन्दु, सूत्र ४१४ वृत्ति*

જે મનુષ્ય જિનેશ્વરનું ચૈત્ય કરાવે, જિનપ્રતિમા ભરાવે, જિનપૂજા કરે અને જિનેશ્વર જ સત્ય દેવ છે એવી બુદ્ધિ કરે, તે પુરુષના હસ્તકમળમાં જ નર, દેવ અને મોક્ષના સુખ-રૂપી ફળો રહેલાં છે. ૩૭.

रागद्वेषमोहजितां प्रतिमां श्रीमदर्हताम् ।
यः कारयेत् तस्य हि, स्याद् धर्मः स्वर्गापवर्गदः ॥ ३८ ॥

त्रि० श० पु० च०, पर्व १०, स० ११, श्लो० ३७७.

જેણે રાગ, દ્વેષ અને મોહને જીતેલા છે એવા શ્રી જિનેશ્વરોની પ્રતિમાને જે પુરુષ કરાવે છે, તેને સ્વર્ગ અને મોક્ષ આપનારો ધર્મ થાય છે. ૩૮.





# जिन–शरण (१६).

જિન શરણ:—

सदाऽऽनन्दमय ! स्वामिन् ! जय कारुण्यसागर ! ।
इह लोके परलोके, त्वमेव शरणं मम ॥ १ ॥

पार्श्वनाथच० ( गद्य ) पृ० १८, ( प्र० स० )*

સદા આનંદમય અને કરુણાના સાગરરૂપ હે સ્વામી ! તમે જય પામો. આ લોક અને પરલોકમાં તમે જ મારું શરણ છો. ૧

अन्यथा (अन्यस्य) शरणं नास्ति, त्वमेव शरणं मम ।
तस्मात् सर्वप्रयत्नेन(कारुण्यभावेन), रक्ष रक्ष जिनेश्वर ! ॥२॥

હે જિનેશ્વર પ્રભુ ! મને તમારૂં જ શરણું છે, બીજા કોઈનું શરણું નથી તેથી બધાય પ્રયત્નથી ( અથવા કરુણાભાવથી ) મારૂ રક્ષણ કરો. ૨

जले वा ज्वलने वाऽपि, कान्तारे शत्रुसङ्कटे ।
सिंहाहिरोगविपदि, त्वमेव शरणं मम ॥ ३ ॥

હે જિનેંદ્ર ! જળ, અગ્નિ, અરણ્ય, શત્રુનું સંકટ, સિંહ, સર્પ, રોગ અને બીજી કોઈ પણ વિપત્તિ, આ સર્વના ભય વખતે તમે જ મારું શરણ છો. ૩

यमभिनचितुमुचैर्दिव्यराजीववार-
स्थितचरणसरोजं भव्यराजी ववार ।
जिनवरविसरं तं पापविध्वंसदक्षं
शरणमिति विदन्तो मा स्म विद्ध्वं सदक्षम् ॥ ४ ॥

चतुर्विंशतिका, पृ० ६९, श्लो० ३८, (आग० स०)

દેવોએ રચેલા કમળોના સમૂહને વિષે જેમના ચરણ-કમળ રહેલાં છે, એવા, જેમની અત્યંત સ્તુતિ કરવા માટે ભવ્ય પ્રાણીઓના સમૂહે પસંદ કર્યું છે તેવા, પાપનો નાશ કરવામાં નિપુણ અને ઉત્તમ ઇંદ્રિયોવાળા તે જિનેશ્વરોના સમૂહનુ તમે શરણ કરો જિનેશ્વરોનું શરણ લાભદાયક છે આ પ્રમાણે જાણતા એવા તમારે બીજો કશો વિચાર ન કરવો ૪

जीवाजीवादितत्त्वोपदेशकाः परमेश्वराः ।
बोधिप्रदाः स्वयंबुद्धा अर्हन्तः शरणं मम ॥ ५ ॥

त्रि० श० पु० च०, पर्व १०, स० १२, श्लो० ३९५.

જીવ, અજીવ વગેરે તત્ત્વોનો ઉપદેશ કરનારા, પરમ ઐશ્વર્યવાળા, બોધિ-સમકિતને આપનારા અને સ્વયંબુદ્ધ-પોતાની મેળે જ બોધ પામેલા અર્હન્ ભગવાન્ મારુ શરણ હો ૫

अर्हत्सिद्धसाधुधर्मान् मङ्गल्यान् मङ्गलात्मनः ।
लोकोत्तमाँश्च चतुरश्चतुरः सोऽस्मरत् स्वयम् ॥ ६ ॥

त्रि० श० पु० च०, पर्व १०, स० १२, श्लो० ३९४.

ચતુર એવા તે સાધુએ પોતે મંગળકારક, મંગળ સ્વરૂપ-

વાળા અને લોકને વિષે ઉત્તમ એવા અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મ—આ શરણભૂત ચારનું સ્મરણ કર્યું. ૬.

### સિદ્ધ શરણ:—

ध्यानाग्निदग्धकर्माणस्तेजोरूपा अनश्वराः ।
अनन्तकेवलज्ञानाः, सिद्धाश्च शरणं मम ॥ ७ ॥

त्रि० श० पु० च०, पर्व १०, सर्ग १२, श्लो० ३९६.

જેમણે ધ્યાનરૂપી અગ્નિવડે સર્વ કર્મ બાળી નાંખ્યા છે, જેઓનું રૂપ તેજોમય છે, જેઓ કદાપિ નાશ પામતા નથી, તથા જેઓને અનંત કેવળજ્ઞાન હોય છે, તેવા સિદ્ધો મારું શરણ હો. ૭.

स्फुटं च जगदालम्ब !, नाथेदं ते निवेद्यते ।
नास्तीह शरणं लोके, भगवन्तं विमुच्य मे ॥ ८ ॥

જગતના આધારભુત હે પ્રભુ ! આ હું ખરેખર સાચુંજ કહું છું કે આ સંસારમા આપને છોડીને મને બીજું કોઇ શરણ નથી. ૮.

त्वां प्रपद्यामहे नाथं त्वां स्तुमस्त्वामुपास्महे ।
त्वत्तो हि न परस्त्राता, किं ब्रूमः ? किमु कुर्महे ? ॥ ९ ॥

वीतरागस्तोत्र, प्र० ६, श्लो० ५.

હે નાથ ! અમે આપને સ્વામિ તરીકે અંગીકાર કરીએ છીએ, આપની સ્તુતિ કરીએ છીએ, આપની ઉપાસના-સેવા

કરીએ છીએ, આપનાથી કોઇ બીજો (દેવાદિક) રક્ષણ કરનાર નથી આથી બીજું અમે શું બોલીએ? અને શું કરીએ? ૯.

स्वकृतं दुष्कृतं गर्हन्, सुकृतं चानुमोदयन् ।
नाथ! त्वच्चरणौ यामि, शरणं शरणोज्झितः ॥ १० ॥
वीतरागस्तोत्र, प्र० १७, श्लो० १.

હે નાથ! પોતે (મેં) કરેલાં દુષ્કર્મની ગર્હા (નિંદા) કરતો, સુકૃતની અનુમોદના કરતો અને શરણ રહિત એવો હું આપના ચરણોનુ શરણ કરુ છું ૧૦

त्वां त्वत्फलभूतान् सिद्धांस्त्वच्छासनरतान् मुनीन् ।
त्वच्छासनं च शरणं प्रतिपन्नोऽस्मि भावतः ॥ ११ ॥
वीतरागस्तोत्र, प्र० १७, श्लो० ५.

હે વીતરાગ! હુ આપનુ, આપના ફલભૂત એટલે વીતરાગપણાનુ પાલન કરવાથી મોક્ષમા ગયેલા સિદ્ધોનું, આપના શાસનમા રક્ત-રાગી થયેલ મુનિઓનું અને આપના શાસનનું ભાવથી (હૃદયની શુદ્ધિથી) શરણ પામ્યો છુ. ૧૧.

सर्वोऽपि याच्यते गत्वा, स दत्ते यदि वा न वा ।
आगत्यायाचितो धर्मं दत्से हेतुः कृपाऽत्र ते ॥ १२ ॥
महावीरच०, स० ८, श्लो० २८८.

# जिन-आज्ञा (१७)

જિન-યાચના:—

तव चेतसि वर्तेऽहमिति वार्ताऽपि दुर्लभा ।
मच्चित्ते वर्तसे चेत्त्वमलमन्येन केनचित् ॥ १ ॥

वीतरागस्तोत्र, प्र० १९, श्लो० १.

હે વીતરાગ ! હુ આપના ચિત્તમા રહુ એ વાત જ દુર્લભ છે પરતુ જો આપ મારા ચિત્તમા રહો તો મને બીજા કોઈની જરુર નથી ૧

વીતરાગથી પણ ફલપ્રાપ્તિ:—

अप्रसन्नात् कथं प्राप्यं फलमेतदसङ्गतम् ।
चिन्तामण्यादयः किं न, फलन्त्यपि विचेतनाः ? ॥२॥

वीतरागस्तोत्र, प्र० १९, श्लो० ३.

રાગ દ્વેષાદિકનો અભાવ હોવાથી કદાપિ પ્રસન્ન નહીં થનારા વીતરાગ દેવથી શી રીતે ફળ ( મોક્ષાદિ ) પામી શકાય ? આમ વિચારવુ તે અઘટિત છે કેમકે ચિંતામણિ વગેરે વિશિષ્ટ ચેતન રહિત પદાર્થો પણ શુ ફળીભૂત નથી થતા ? અર્થાત્ થાય છે જ તો વીતરાગ પ્રભુથી ફળ પ્રાપ્ત થાય તેમા નવાઈ શી ? ૨

જિન-આજ્ઞા:—

वीतराग ! सपर्यातस्तवाज्ञापालनं परम् ।
आज्ञाऽऽराद्धा विराद्धा च, शिवाय च भवाय च ॥३॥

वीतरागस्तोत्र, प्र० १९, श्लो० ४

હે વીતરાગ! આપની સેવા કરવા કરતાં આપની આજ્ઞાનું પાલન કરવું, તે ભાવસ્તવરૂપ હોવાથી ઉત્કૃષ્ટ ફળને આપનાર છે, કેમકે આપની આજ્ઞાનું આરાધન મોક્ષને માટે અને આપની આજ્ઞાની વિરાધના સંસારની વૃદ્ધિને માટે થાય છે. ૩.

हित्वा प्रमादनादैन्यमेकयैव त्वदाज्ञया ।
सर्वथैव विमुच्यन्ते, जन्मिनः कर्मपञ्जरात् ॥ ४ ॥

वीतरागस्तोत्र, प्र० १९, श्लो० ८.

હે વીતરાગ ! આપની પ્રસન્નતાને માટે દીનતા કરવાનો ત્યાગ કરીને માત્ર એક આપની આજ્ઞા આરાધવા વડેજ પ્રાણીઓ સર્વથા કર્મરૂપી પાંજરાથી મુક્ત થાય છે. ૪.

कृतकृत्योऽयमाराद्धः, स्यादाज्ञापालनात् पुनः ।
आज्ञा तु निर्मलं चित्तं कर्तव्यं स्फटिकोपमम् ॥ ५ ॥
ज्ञानदर्शनशीलानि, पोषणीयानि सर्वदा ।
रागद्वेषादयो दोषा हन्तव्याश्च क्षणे क्षणे ॥ ६ ॥
एतावत्येव तस्याज्ञा, कर्मद्रुमकुठारिका ।
समस्तद्वादशाङ्गार्थसारभूताऽतिदुर्लभा ॥ ७ ॥

योगसार, प्रस्ताव १, श्लो० २१–२२–२३.

આ જિનેશ્વર પોતે કૃતકૃત્ય છે–કૃતાર્થ છે, તેથી તેની આજ્ઞા પાળવાથી તેની આરાધના કરી કહેવાય છે. તેની આજ્ઞા આ પ્રમાણે છે–સ્ફટિક મણિની જેવુ નિર્મળ ચિત્ત રાખવુ. ૫.

જ્ઞાન, દર્શન અને શીલ ( ચારિત્ર ) નુ સર્વદા પોષણ કરવુ, તથા ક્ષણે ક્ષણે રાગ દ્વેષ વગેરે દોષોનો નાશ કરવો ૬

તે ભગવાનની આટલી જ આજ્ઞા કર્મરૂપી વૃક્ષોને કાપવામા કુહાડી સમાન છે, સમગ્ર દ્વાદશાગીના અર્થની સાર ભૂત છે, અને તે અત્યત દુર્લભ છે માટે આ આજ્ઞાનુ પાલન કરવુ એ જ ઉત્તમ અર્થને સાધનાર છે ૫-૭

શ્રીગૌતમસ્વામીને નમસ્કારઃ--

सर्वारिष्टप्रणाशाय, सर्वाभीष्टार्थदायिने ।
सर्वलब्धिनिधानाय, श्रीगौतमस्वामिने नमः ॥ ८ ॥

સર્વ પાપના નાશ કરનાર, સર્વ ઇચ્છિત વસ્તુને આપનાર, સર્વ પ્રકારની લબ્ધિના ભડાર સમાન શ્રીગૌતમસ્વામીને નમસ્કાર થાઓ ૮





# परिशिष्ट १

## जिनपूजाविधिप्रकरणम् ।

स्नानं पूर्वामुखीभूय, प्रतीच्यां दन्तधावनम् ।
उदीच्या श्वेतवस्त्राणि, पूजा पूर्वोत्तरामुखी ॥ १ ॥

પૂર્વદિશા તરફ મુખ રાખીને સ્નાન અને પશ્ચિમ દિશા તરફ મુખ કરીને દાતણુ કરવુ ઉત્તર દિશામા શ્વેત વસ્ત્રો પહેરવા, તેમજ પૂર્વ અને ઉત્તર દિશા તરફ મુખ રાખીને પૂજા કરવી જોઈએ ૧

गृहे प्रविशतां वामभागे शल्यविवर्जिते ।
देवताऽवसर कुर्यात्, सार्धहस्तोर्ध्वभूमिके ॥ २ ॥

ઘરમા પ્રવેશ કરતા ડાબી બાજુએ શલ્ય રહિત અર્થાત્ શુદ્ધ અને દોઢ હાથ ઉંચી ભૂમિ ઉપર દેવનુ સ્થાન કરાવવુ જોઇએ ૨

---

**નોંધ**—આ ૧ થી ૧૯ શ્લોકો પ્રસિદ્ધિથી વાચકવર્ય શ્રીઉમાસ્વાતિ મહારાજે રચેલ '**पूजा प्रकरण**'ના છે તે ઉપયોગી જાણીને, મર્હુમ વકીલ શ્રીમાન્ કેશવલાલ પ્રેમચંદ મોદીથી સંપાદિત અને એશિયાટીક-સોસાયટી-ઑફ-બેંગાલ' (કલકત્તા) થી પ્રકાશિત થયેલ '**श्री तत्त्वार्थाधिगम सूत्र**'ના પરિશિષ્ટમાંથી લઇને તેનો સરલ અનુવાદ કરીને અહીં આપેલા છે

नीचैर्भूमिस्थितं कुर्यात्, देवताऽऽसरं यदि ।
नीचैर्नीचैस्ततो वंशसन्तत्याऽपि सदा भवेत्   ॥ ३ ॥

જો તેથી નીચેની ભૂમિકામા દેવ મદિર કરવામા આવે તો કરાવનારની વશ-સતતિ પણ હમેશા હલકામા હલકી ( ઓછી ઓછી ) થતી જાય છે ૩

यथार्चकः स्यात् पूर्वस्या उत्तरस्याश्च सम्मुखः ।
दक्षिणस्या दिशो वर्जं विदिग्वर्जनमेव च   ॥ ४ ॥

દક્ષિણ દિશા અને વિદિશાઓને પણ છોડીને પૂર્વદિશા અને ઉત્તર દિશાની સન્મુખ પૂજા કરનારે રહેવુ જોઈએ * ૪

पश्चिमाभिमुखः कुर्यात्, पूजा जैनेन्द्रमूर्तये ।
चतुर्थसन्ततिच्छेदो दक्षिणस्यामसन्ततिः   ॥ ५ ॥

જિનેશ્વર પ્રભુની મૂર્તિની પૂજા પશ્ચિમ દિશામા મુખ રાખીને કરે તો ચોથી પેઢીથી સતતિનો નાશ થાય છે અને દક્ષિણ દિશાની સન્મુખ રહીને પૂજા કરનારને સતતિ થતી નથી ૫

आग्नेय्या तु यदा पूजा, धनहानिर्दिने दिने ।
वायव्या सन्ततिर्नैव, नैऋत्या च कुलक्षयः   ॥ ६ ॥

---

* વેદિકા સિંહાસન કે પાટલાપર જિનમૂર્તિઓને પધરાવીને પૂજા કરતી વખતે આ વિધિ ખાસ કરીને સાચવવી જોઈએ મદિરમા સ્થાપિત જિનમૂર્તિઓની પૂજા વખતે આ વિધિ બરાબર સાચવવી અશક્ય હોય તેમા દોષની શકા કરવા જેવુ નથી સંપાદક.

જો મનુષ્ય અગ્નિખૂણાની સન્મુખ રહીને પૂજા કરે તો દિવસે દિવસે તેના ધનનો ક્ષય થતો જાય છે, વાયવ્ય દિશા સન્મુખ રહીને પૂજા કરવાથી સંતતિ નથી થતી અને નૈઋત્ય દિશા તરફ મુખ રાખીને પૂજા કરવાથી કુલનો ક્ષય થાય છે. ૬.

ऐशान्यां कुर्वतां पूजां संस्थितिर्नैव जायते ।
अंहिजानुकरांसेषु, मूर्ध्नि पूजा यथाक्रमम् ॥ ७ ॥

ઇશાનખૂણા સન્મુખ રહીને પૂજા કરનારની ક્યાંઇ સારી સ્થિતિ-સ્થિરતા નથી થતી પ્રથમ બે ચરણે, બે ઢીંચણે, બે હાથે, બે ખભે અને મસ્તકપર એ ક્રમાનુસાર પૂજા કરવી જોઇએ ૭.

श्रीचन्दनं विना नैव, पूजां कुर्यात् कदाचन ।
भाले कण्ठे हृदम्भोजोदरे तिलककारणम् ॥ ८ ॥

પછી કપાળે, કંઠે, હૃદયકમળે, અને ઉદરે એમ નવ અંગે તિલક કરવાં વળી ઉત્તમ ચંદન વિના કદી પણ પૂજા ન કરવી. ૮

नवभिस्तिलकैः पूजा, करणीया निरन्तरम् ।
प्रभाते प्रथमं वासपूजा कार्या विचक्षणैः ॥ ९ ॥

હમેશાં નવ અંગે તિલક કરવા વડે પૂજા કરવી જોઇએ. સવારે પ્રથમ વાસક્ષેપ અથવા ધૂપાદિથી ચતુર મનુષ્યોએ પૂજા કરવી જોઇએ. ૯.

मध्याह्ने कुसुमैः पूजा, सन्ध्यायां धूपदीपयुक् ।
वामाङ्गे धूपदाहः स्यादग्रपूजा तु सम्मुखी ॥ १० ॥

મધ્યાહ્ન–બપોરે પુષ્પવડે અને સન્ધ્યાકાળે ધૂપ અને દીપક વડે પૂજા કરવી, ભગવાનના ડાબા હાથ તરફ ધૂપધાણું રાખવું અને સન્મુખમા અગ્રપૂજા કરવી ૧૦

अर्हतो दक्षिणे भागे, दीपस्य विनिवेशनम् ।
ध्यानं च दक्षिणे भागे, चैत्यानां वन्दनं तथा ॥ ११ ॥

અરિહંત પ્રભુની જમણી બાજુએ દીપકને મૂકવો અને જમણી બાજુએ ધ્યાન અને ચૈત્યવંદન વિગેરે કરવું ૧૧

हस्तात् प्रस्खलितं क्षितौ निपतितं लग्नं क्वचित् पादयो-
र्यन्मूर्ध्वोर्ध्वगतं धृतं कुवसनैर्नाभेरधो यद्धृतम् ।
स्पृष्टं दुष्टजनैर्घनैरभिहतं यद् दूषितं कीटकै-
स्त्याज्यं तत् कुसुमं दलं फलमथो भक्तैर्जिनप्रीतये ॥१२॥

ભક્ત મનુષ્યોએ પ્રભુની પૂજા કરતા જે પુષ્પ, પત્ર અથવા ફળ હાથથી પડી ગયું હોય, જમીન ઉપર પડ્યું હોય, પગે કદાચ અડી ગયું હોય, મસ્તકથી ઉંચે ગયું હોય, ખરાબ વસ્ત્રોમા રાખેલું હોય, નાભિથી નીચેના ભાગ વડે ધારણ કરાયું હોય, દુષ્ટ–મલિન મનુષ્યોવડે સ્પર્શ કરાએલું હોય, વરસાદથી ખંડિત થયેલું હોય અને કીડાઓથી દૂષિત હોય તેને છોડી દેવું જોઈએ ૧૨

नैकपुष्पं द्विधा कुर्यान्न छिन्द्यात् कलिकामपि ।
चम्पकोत्पलभेदेन, भवेद् दोषो विशेषतः ॥ १३ ॥

એક પુષ્પને તોડીને બે ભાગ ન કરવા, અને કળિઓને પણ ન તોડવી. ખાસ કરીને ચમ્પક પુષ્પ અને કમળને તોડીને વિભાગ કરવાથી વિશેષ દોષ લાગે છે ૧૩

गन्धधूपाक्षतैः स्रग्भिः, प्रदीपैर्बलिवारिभिः ।
प्रधानैश्च फलैः पूजा, विधेया श्रीजिनेशितुः ॥ १४ ॥

ગન્ધ ( ચંદનાદિ ), ધૂપ, અક્ષત ( ચોખા ), પુષ્પની માળા, દીપક, નૈવેદ્ય, પાણી અને શ્રેષ્ઠ ફળોથી શ્રીજિનેશ્વર પ્રભુની પૂજા કરવી જોઈએ ૧૪

शान्तौ श्वेतं जये श्यामं भद्रे रक्तं भये हरित् ।
पीतं ध्यानादिकलाभे, पञ्चवर्णं तु सिद्धये ॥ १५ ॥

શાંતિ માટે સફેદ, જય માટે કાળો, કલ્યાણ માટે રાતો, ભયમા લીલો, ધ્યાન વગેરેના લાભ માટે પીળો અને મત્રાદિની સિદ્ધિ કરવા માટે અથવા મુક્તિને માટે એ પાચે વર્ણ મિશ્રિત કહેલ છે અર્થાત્ જે જે કાર્યો માટે જે જે રગ કહ્યા છે, તે તે રગના પુષ્પોથી પૂજા કરવી, પૂજા વખતે તે તે વર્ણના વસ્ત્રો પહેરવા અને તે તે રંગની માળા ગણવી ૧૫

खण्डिते सन्धिते छिन्ने, रक्ते रौद्रे च वाससि ।
दानपूजातपोहोमसन्ध्यादि निष्फलं भवेत् ॥ १६ ॥

તૂટેલુ, સાધેલુ, છેદાયેલુ, ખરાબ રીતે રગેલુ અને ભય જનક-અતિ ખરાબ વસ્ત્ર પહેરીને દાન, પૂજા, તપ, હોમ અને સન્ધ્યા વગેરે કરવાથી તે બધુ નિષ્ફળ થાય છે ૧૬

पद्मासनसमासीनो नासाग्रन्यस्तलोचनः ।
मौनी वस्त्रावृतास्योऽयं पूजां कुर्याज्जिनेशितुः ॥ १७ ॥

જિનેશ્વર પ્રભુની પૂજા કરનારે પદ્માસનને વિષે સ્થિત

રહીને, નાકના અગ્ર ભાગપર દષ્ટિ રાખીને, મૌનપણે તથા વસ્ત્રથી મુખને ઢાંકીને પૂજા કરવી. ૧૭.

स्नात्रं विलेपनविभूषणपुष्पवास—
धूपप्रदीपफलतन्दुलपत्रपूगैः ।
नैवेद्यवारिवसनैश्चमरातपत्र—
वादित्रगीतनटनस्तुतिकोशवृद्ध्या ॥ १८ ॥

૧ પંચામૃતથી સ્નાન કરાવવું, ૨ ચંદન, બરાસ વગેરેથી વિલેપન કરવું, ૩ આભૂષણ, ૪ પુષ્પ, ૫ વાસ, ૬ ધૂપ, ૭ દીપ, ૮ ફળ, ૯ અક્ષત, ૧૦ પત્ર ( નાગરવેલનાં પાન ), ૧૧ પૂગ ( સોપારી વગેરે ), ૧૨ નૈવેદ્ય, ૧૩ જલ, ૧૪ વસ્ત્ર, ૧૫ ચામર, ૧૬ છત્ર, ૧૭ વાજિંત્ર, ૧૮ ગીત, ૧૯ નૃત્ય, ૨૦ સ્તુતિ, અને ૨૧ કોશની વૃદ્ધિ અર્થાત્ દ્રવ્ય-નાણાંવડે, એમ એકવીશ પ્રકારે પૂજા કહેલી છે. ૧૮

इत्येकविंशतिविधा जिनराजपूजा,
ख्याता सुरासुरगणेन कृता सदैव ।
खण्डीकृता कुमतिभिः कलिकालयोगाद्
यद्य यत् प्रियं तदिह भाववशेन योज्यम् ॥१९॥

એમ જિનેશ્વર પ્રભુની એકવીસ પ્રકારની પૂજા હમેશાં દેવો અને અસુરોએ કરેલી પ્રસિદ્ધ છે પણ કલિયુગના સમયયોગથી દુષ્ટ બુદ્ધિવાળા મનુષ્યોએ તેને ખંડિત કરેલ છે. પરંતુ જે જે પ્રિય વસ્તુ હોય તે તે ભાવવશ થઈને-ભાવ પ્રમાણે પૂજાની અંદર જોડવી-વાપરવી. ૧૯.




## शिवपार्वतीसंवादः ।

सुमेरुशिखरं दृष्ट्वा, गौरी पृच्छति शङ्करम् ।
कोऽयं पर्वत इत्येप कस्येदं मन्दिरं प्रभो ! ॥ १ ॥

સુંદર મેરુ શિખરને જોઈને ગૌરી શંકરને પૂછે છે કેઃ–હે પ્રભો ! આ કયો પર્વત છે અને આ મંદિર કોનું છે ? ૧

कोऽयं मध्ये पुनर्देवः ?, पादान्ता का च नायिका ? ।
किमिदं चक्रमित्यत्र ?, तदन्ते को मृगो मृगी ? ॥ २ ॥

વળી ( તે મંદિરની ) મધ્ય ભાગમાં આ કયા દેવ વિરાજમાન છે ? અને તેમના ( તે મૂર્તિના ) પગ નીચે કઈ દેવી છે ? આ પરિકરમાં આવા પ્રકારનું ચક્ર છે તે શું છે ? અને તેની નીચે આ મૃગ અને મૃગલી એ પણ કોણ છે ? ૨.

के वा सिंहा गजाः के वा ? के चामी पुरुषा नव ? ।
यक्षो वा यक्षिणी केयं ? के वा चामरधारकाः ? ॥ ३ ॥

---

નોંધ—આ બીજા પરિશિષ્ટમાં આપેલા મહાદેવ અને પાર્વતીના સંવાદ રૂપ ૧ થી ૩૫ સુધીના સળંગ શ્લોકો विश्वकर्मा विरचित " अपराजितवास्तुशास्त्रम् " નામના ગ્રંથમાં જિનમૂર્તિના વિષયમાં વર્ણવાયેલા છે તેનો અર્થ કરીને અહીં આપવામાં આવ્યા છે

આ સિંહો, હાથીઓ, વળી આ નવ પુરુષો, યક્ષ અને યક્ષિણી તથા આ ચામરને ધારણ કરનારા બધા કોણ છે? ૩

के वा मालाधरा एते ?, गजारुढाश्च के नराः ? ।
एतानपि महादेव !, कौ वीणावंशनादकौ ? ॥ ४ ॥

હે મહાદેવ? આ માળાને ધારણ કરનારા, હાથી ઉપર આરુઢ થયેલા મનુષ્યો અને વીણા તથા વાંસળીને વગાડનારા આ બધા કોણ છે? ૪

दुन्दुभेर्नादकः को वा ?, को वाऽयं शङ्खनादकः ? ।
छत्रत्रयमिदं किं वा ?, किं वा भामण्डलं प्रभो ! ॥ ५ ॥

હે પ્રભો! આ દુંદુભીને-વાજિંત્રને વગાડનાર, આ શંખને ફૂંકનાર, આ ત્રણ છત્ર, આ ભામંડળ વગેરે બધું શું છે? ૫

शृणु देवि महागौरि !, यत्त्वया पृष्टमुत्तमम् ।
कोऽयं पर्वत इत्येष कस्येदं मन्दिरं ? प्रभो ! ॥ ६ ॥

હે પાર્વતી! દેવી! જે તમે પૂછ્યું કે—આ પર્વત કયો છે? અને આ કોનું મન્દિર છે—એ ખરેખર ઉત્તમ પ્રશ્ન છે ૬

पर्वतो मेरुरित्येष स्वर्णरत्नविभूषितः ।
सर्वज्ञमन्दिरं चैतद्, रत्नतोरणमण्डितम् ॥ ७ ॥

સુવર્ણ અને રત્નથી યુક્ત આ મેરુપર્વત છે અને રત્નોના તોરણથી શોભાયમાન એવું આ મંદિર સર્વજ્ઞ પ્રભુનું છે ૭

अयं मध्ये पुनः साक्षात्, सर्वज्ञो जगदीश्वरः ।
त्रयस्त्रिंशत्कोटिसंख्या यं सेवन्ते सुरा अपि ॥ ८ ॥

વળી આ મધ્ય ભાગમા જે છે તે સાક્ષાત્ સર્વજ્ઞ પ્રભુ છે, જે ત્રણ જગતના ઇશ્વર છે અને જેમની તેત્રીશ કરોડ દેવતા સેવા કરે છે. ૮.

इन्द्रियैर्न जितो नित्यं, केवलज्ञाननिर्मलः ।
पारंगतो भवाम्भोधेर्यो लोकान्ते वसत्यलम् ॥ ९ ॥

જે પ્રભુ, ઇન્દ્રિયોના વિષયોથી કદી પણ જિતાયેલ નથી, જેઓ કેવળજ્ઞાન વડે નિર્મળ છે, વળી જે ભવ-સંસાર રૂપી સમુદ્રને પાર પામેલા છે અને લોકના અગ્ર ભાગમા-મોક્ષમા પૂર્ણ રીતે વસે છે ૯

अनन्तरूपो यस्तत्र, कषायैः परिवर्जितः ।
यस्य चित्ते कृतस्थाना दोषा अष्टादशापि न ॥ १० ॥

તે મોક્ષમા રહેલા પ્રભુ અનન્તરુપ-અનન્ત જ્ઞાન, દર્શન અને ચારિત્રને ધારણ કરનારા છે, કષાયોથી રહિત છે, અને જેના ચિત્તમા અઢારે દોષોએ સ્થાન કર્યુ નથી ૧૦

लिङ्गरूपेण यस्तत्र, पुंरूपेणात्र वर्त्तते ।
रागद्वेषव्यतिक्रान्तः, स एष परमेश्वरः ॥ ११ ॥

જેઓ લિંગરૂપે-જ્યોતિરૂપે ત્યા (મોક્ષમાં) વર્તે છે અને અહીં પુરુષાકૃતિરુપે વર્તે છે વળી જેઓએ રાગ-દ્વેષનુ ઉલ્લઘન કર્યુ છે દૂર કર્યા છે, એવા આ પરમેશ્વર છે. ૧૧.

आदिशक्तिर्जिनेन्द्रस्य, आसने गर्भसंस्थिता।
सहजा कुलजा ध्याने, पद्महस्ता वरप्रदा　　॥ १२ ॥

ધ્યાન વખતે જિનેશ્વર પ્રભુના પરિકરની ગાદીના મધ્ય-ભાગમા જે દેવી આ બન્ને રહેલી છે, તે ( જિનેશ્વર પ્રભુની ) સાથે-જ ઉત્પન્ન થયેલી, ઉંચા કુળવાળી, કમળયુક્ત હાથવાળી અને વરદાન દેનારી એવી, આદિશક્તિ શારદા શ્રુત દેવી છે. ૧૨

धर्मचक्रमिदं देवि !, धर्ममार्गप्रवर्तकम् ।
सत्त्वं नाम मृगस्सोऽयं मृगी च करुणा मता　　॥ १३ ॥

હે દેવી ! આ ધર્મચક્ર, ધર્મ માર્ગનું પ્રવર્તક-ચલાવનાર છે આ સત્ત્વ નામનો મૃગ છે અને કરુણા નામની મૃગલી છે ૧૩

अष्टौ च दिग्गजा एते, गजसिंहस्वरूपतः ।
आदित्याद्या ग्रहा एते, नवैव पुरुषाः स्मृताः　　॥ १४ ॥

આ હાથી અને સિંહના સ્વરૂપવાળા આઠ દિશારૂપી હાથીઓ (દિગ્ગજો) છે, અને જે આ નવ પુરુષો છે તે સૂર્ય વગેરે નવ ગ્રહો છે ૧૪.

यक्षोऽयं गोमुखो नाम, आदिनाथस्य सेवकः ।
यक्षिणी रुचिराकारा, नाम्ना चक्रेश्वरी मता　　॥ १५ ॥

આ ગોમુખ નામનો યક્ષ છે જે આદિનાથ-ઋષભદેવ પ્રભુનો સેવક છે, અને આ સુંદર આકાર વાળી યક્ષિણી ચક્રેશ્વરી નામની દેવી લોકમા પ્રસિદ્ધ છે ૧૫

इन्द्रोपेन्द्राः स्वयं भर्तुर्जाताश्चामरधारकाः ।
पारिजातो वसन्तश्च, मालाधरतया स्थितौ ॥ १६ ॥

ઇન્દ્ર અને ઉપેન્દ્રો જેઓ સ્વયં–પોતાની મેળે જ પ્રભુને ચામર ઢોળનારા છે, અને પારિજાત નામનું વૃક્ષ તથા વસન્ત નામની ઋતુ, મૂર્તિરૂપે માલાને ધારણ કરનાર છે. ૧૬.

अन्येऽपि ऋतुराजा ये, तेऽपि मालाधराः प्रभोः ।
अष्टेन्द्रा गजमारूढाः, कराग्रे कुम्भधारिणः ॥ १७ ॥

બીજા પણ જેઓ ( વસન્ત સિવાયના ) ઋતુરાજ છે તેઓ પણ પ્રભુની આગળ માલા ધારણ કરીને ઉભા છે અને જેઓ હાથમાં કુંભ લઈને હાથી ઉપર બેઠેલા છે તે સ્વર્ગથી આવેલા ઇન્દ્રો છે ૧૭

स्नात्रं कर्तुं समायाताः, सर्वसंतापनाशनम् ।
कर्पूरकुङ्कमादीनां, धारयन्तो जलं बहु ॥ १८ ॥

કપૂર, કેસર વગેરેના પાણીને ધારણ કરનારા છે. આ બધા દેવો, સર્વ પ્રકારના સંતાપ–દુઃખને નાશ કરનાર એવા સ્નાત્ર મહોત્સવ કરવાને આવ્યા છે ૧૮.

यथा लक्ष्मीसमाक्रान्तं याचमाना निजं पदम् ।
तथा मुक्तिपदं कान्तमनन्तसुखकारणम् ॥ १९ ॥

જેમ લોકો લક્ષ્મીથી ભરપૂર એવા પોતાના સ્થાનની યાચના કરે છે તેમ આ બધા પૂર્વોક્ત દેવો, સુંદર અને અનન્ત સુખના કારણભૂત એવા મોક્ષપદની યાચના કરે છે ૧૯.

हूहूतुम्बरुनामानौ, तौ वीणावंशवादकौ ।
अनन्तगुणसंघातं गायन्तौ जगतां प्रभोः　　॥ २० ॥

ત્રણ જગતના પ્રભુના અનન્ત ગુણ સમૂહને ગાનારા આ હૂહૂ અને તુમ્બરુ નામના વીણા અને વાંસળી વગાડનાર દેવો છે. ૨૦.

वाद्यमेकोनपञ्चाशद् भेदभिन्नमनेकधा ।
चतुर्विधा अमी देवा वादयन्ति स्वभक्तितः　　॥ २१ ॥

ચાર પ્રકારના આ દેવો પોતાની ભક્તિથી ઓગણપચાસ ભેદવાળા વાજિંત્રોને અનેક પ્રકારે વગાડે છે. ૨૧.

सोऽयं देवो महादेवि !, दैत्यारिः शङ्खवादकः ।
नानारुपाणि बिभ्राण एककोऽपि सुरेश्वरः　　॥ २२ ॥

હે મહાદેવી ! આ જે શંખને વગાડનાર છે તે દૈત્યનો શત્રુ અને એક હોવા છતાં અનેક પ્રકારના રૂપોને ધારણ કરનારો-દેવતાઓનો ઈશ્વર-ઇન્દ્ર છે. ૨૨.

जगत्त्रयाधिपत्यस्य, हेतुश्छत्रत्रयं प्रभोः ।
अमी च द्वादशादित्या जाता भामण्डलं प्रभोः　　॥ २३ ॥

આ પ્રભુનું ત્રણ જગતનું આધિપત્ય-સ્વામીપણું બતાવવામાં નિમિત્ત-ચિન્હરૂપ આ ત્રણ છત્ર છે. આ બાર સૂર્યો છે જે પ્રભુને ભામડળરૂપે થયા છે. ૨૩.

पृष्ठलग्ना अमी देवा याचन्ते मोक्षमुत्तमम् ।
एवं सर्वगुणोपेतः, सर्वसिद्धिप्रदायकः　　॥ २४ ॥

આ પાછળ રહેલા જે દેવો છે તે ઉત્તમ એવા મોક્ષપદને માગે છે. એ પ્રકારે સર્વ ગુણોથી યુક્ત અને સર્વ પ્રકારની સિદ્ધિને દેનારા આ પ્રભુ છે. ૨૪.

एष एव महादेवि !, सर्वदेवनमस्कृतः ।
गोप्याद् गोप्यतरः श्रेष्ठो व्यक्ताव्यक्ततया स्थितः ॥२५॥

હે મહાદેવી ! આ જ પ્રભુ બધા દેવોથી નમસ્કાર કરાયેલા છે; જેઓ રક્ષણીય વસ્તુઓમાં પણ સર્વથી વધારે રક્ષણીય હોવાથી શ્રેષ્ઠ છે, અને જેઓ પ્રગટ અને અપ્રગટ સ્વરૂપવડે સ્થિત છે ૨૫.

आदित्याद्या भ्रमन्त्येते, यं नमस्कर्तुमुद्यताः ।
कालो दिवस-रात्रिभ्यां यस्य सेवाविधायकः ॥ २६ ॥
वर्षाकालोष्णकालादिशीतकालादिवेषभृत् ।
यत्पूजाऽर्थं कृता धात्रा, आकरा मलयादयः ॥ २७ ॥

જે પ્રભુને નમસ્કાર કરવાને ઉદ્યમશીલ એવા આ સૂર્યો ભ્રમણ કરી રહ્યા છે. વર્ષાકાલ, ઉષ્ણકાલ, અને શીતકાલરૂપી વેષને ધારણ કરીને આ કાળ-સમય દિવસ તથા રાત્રિવડે કરીને જેમની સેવા કરનારો છે, તેમજ જેમની પૂજા-સેવા માટે બ્રહ્માજીએ ખાણો અને મલયાદિ પર્વતો બનાવ્યા છે. ૨૬-૨૭.

काश्मीरे कुङ्कुमं देवि !, यत्पूजाऽर्थं विनिर्मितम् ।
रोहणे सर्वरत्नानि, यद्भूषणकृते व्यधात् ॥ २८ ॥

હે દેવી! વળી બ્રહ્માજીએ કાશ્મીરમા જેની પૂજાને માટે કુંકુમ-કેસર બનાવ્યુ છે, અને રોહણ પર્વત ઉપર બધા પ્રકારના રત્નો જેના આભૂષણ-અલંકારને માટે બનાવ્યા છે ૨૮

रत्नाकरोऽपि रत्नानि, यत्पूजाऽर्थं च धारयेत् ।
तारकाः कुसुमायन्ते, भ्रमन्तो यस्य सर्वतः　　॥ २९ ॥

સમુદ્ર પણ જેની પૂજા માટે રત્નોને ધારણ કરે છે, અને જેની આસપાસ ભ્રમણ કરનારા આ તારાઓ પણ જેને પુષ્પની માફક આચરણ કરે છે ૨૯

एवं सामर्थ्यमस्यैव, नापरस्य प्रकीर्त्तितम् ।
अनेन सर्वकार्याणि, सिध्यन्तीत्यवधारय　　॥ ३० ॥

આ પ્રકારે આ પ્રભુનું સામર્થ્ય-બળ લોકમા ગવાયુ છે બીજા કોઇનુ ય આવુ ગવાયુ નથી તેથી આ પ્રભુ વડેજ બધા કાર્યો સિદ્ધ થાય છે એમ હે દેવી! તુ જાણ ૩૦

परात्परमिदं रूपं ध्येयाद् ध्येयमिदं परम् ।
अस्य प्रेरकता दृष्टा, चराचरजगत्त्रये　　॥ ३१ ॥

શ્રેષ્ઠ પુરુષોથી પણ જેનું રૂપ શ્રેષ્ઠ-ઉત્તમ છે, અને તે રૂપ ધ્યાન કરવા યોગ્ય શ્રેષ્ઠ પુરુષોથી પણ શ્રેષ્ઠ રીતે ધ્યાન કરવા લાયક છે આ ચરાચર ત્રણ જગતમા બધી પ્રેરણા આ પ્રભુની દેખાય છે ૩૧

दिग्पालेष्वपि सर्वेषु, ग्रहेषु निखिलेष्वपि ।
ख्यातः सर्वेषु देवेषु, इन्द्रोपन्द्रेषु सर्वदा　　॥ ३२ ॥

બધાય દિગ્પાલોમાં, સંપૂર્ણ ગ્રહોમાં, બધા દેવો અને ઇન્દ્ર-ઉપેન્દ્રોમાં પણ આ પ્રભુ, હમેશા પ્રસિદ્ધ છે ૩૨

इति श्रुत्वा शिवाद् गौरी, पूजयामास साऽऽदरम् ।
स्मरन्ती लिङ्गरूपेण, लोकान्ते वासिनं जिनम् ॥ ३३ ॥

ગૌરી-પાર્વતી, મહાદેવથી આ પ્રકારે વર્ણન સાંભળીને, લોકના અન્ત ભાગમાં-મોક્ષમાં રહેનારા આ જિનેશ્વર પ્રભુને જ્યોતિ રૂપવડે સ્મરણ કરવા સાથે માનપૂર્વક પૂજવા લાગી ૩૩

ब्रह्मा विष्णुस्तथा शक्रो लोकपालास्सदेवताः ।
जिनार्चनरता एते, मानुषेषु च का कथा ? ॥ ३४ ॥

બ્રહ્મા, વિષ્ણુ, શક્ર અને દેવતાઓ સહિત બધા લોકપાલો પણ આ જિનેશ્વર પ્રભુની પૂજામાં તલ્લીન થયેલા છે, તો પછી મનુષ્યની તો વાત જ શી ? ૩૪

जानुद्वयं शिरश्चैव, यस्य घृष्टं नमस्यतः ।
जिनस्य पुरतो देवि !, स याति परमं पदम् ॥ ३५ ॥

હે દેવી ! જિનેશ્વર પ્રભુને નમસ્કાર કરતા એવા જેમના બે જાનુઓ-ઢીંચણ અને મસ્તક ઘસાયા છે, તેઓ શ્રેષ્ઠ એવા મોક્ષપદને પામે છે ૩૫



# (परिशिष्ट ३)

## કલિકાલ સર્વજ્ઞ પ્રભુ
## શ્રીહેમચન્દ્રાચાર્ય વિરચિત

"શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર"
ઉપરથી વર્તમાન ચોવીશીના ચોવીશ
તીર્થંકર ભગવાનની અને ચક્રવર્તિ,
વાસુદેવ, બલદેવ, પ્રતિવાસુ-
દેવોની હકીકત બતાવનારું

# પત્રક.



| શરીરવર્ણ | લાંછન | દેહમાન | જન્મ નગરી | દીક્ષા નગરી | દીક્ષા ભૂમિ | કેવલ-જ્ઞાન નગરી |
|---|---|---|---|---|---|---|
| (૫) | (૬) | (૭) | (૮) | (૯) | (૧૦) | (૧૧) |
| કંચન | વૃષભ | ૫૦૦ ધનુષ્ય | અયોધ્યા | અયોધ્યા | સિદ્ધાર્થવન | અયોધ્યા |
| ,, | ગજ | ૪૫૦ ,, | ,, | ,, | સહસામ્રવણ | ,, |
| ,, | ઘોડો | ૪૦૦ ,, | શ્રાવસ્તિ | શ્રાવસ્તિ | ,, | શ્રાવસ્તિ |
| ,, | વાદરો | ૩૫૦ ,, | અયોધ્યા | અયોધ્યા | ,, | અયોધ્યા |
| ,, | ક્રૌંચ | ૩૦૦ ,, | ,, | ,, | ,, | ,, |
| રક્ત | પદ્મ | ૨૫૦ ,, | કૌશામ્બી | કૌશામ્બી | ,, | કૌશામ્બી |
| કંચન | સ્વસ્તિક | ૨૦૦ ,, | વારાણસી | વારાણસી | ,, | વારાણસી |
| શ્વેત | ચન્દ્ર | ૧૫૦ ,, | ચન્દ્રાનના | ચન્દ્રાનના | ,, | ચન્દ્રાનના |
| ,, | મકર | ૧૦૦ ,, | કાકન્દી | કાકન્દી | ,, | કાકન્દી |
| કંચન | શ્રીવત્સ | ૯૦ ,, | ભદ્દિલપુર | ભદ્દિલપુર | ,, | ભદ્દિલપુર |
| ,, | ખડ્ગી | ૮૦ ,, | સિંહપુર | સિંહપુર | ,, | સિંહપુર |

| નંબર | કેવલજ્ઞાન ભૂમિ | જ્ઞાનવૃક્ષ | નિર્વાણ ભૂમિ | કુમારાવસ્થા |
|---|---|---|---|---|
| | ( ૧૨ ) | ( ૧૩ ) | ( ૧૪ ) | ( ૧૫ ) |
| ૧ | શકટમુખવન(અયોધ્યાના પુરિમતાન પાડામા) | ન્યગ્રોધ | અષ્ટાપદ | ૨૦ લાખ પૂર્વ |
| ૨ | સહસામ્રવણ | સપ્તચ્છદ | સમ્મેતશિખર | ૧૮ ,, ,, |
| ૩ | ,, | સાલતરૂ | , | ૧૫ , ,, |
| ૪ | ,, | ગજ્જદની | ,, | ૧૨ાા ,, ,, |
| ૫ | ,, | પ્રિયંગુ | ,, | ૧૦ , ,, |
| ૬ | ,, | વટ | , | ૭ાા ,, ,, |
| ૭ | ,, | શિરીષ | ,, | ૫ ,, ,, |
| ૮ | ,, | પુન્નાગ | ,, | ૨ાા ,, ,, |
| ૯ | ,, | માલુર | ,, | ૫૦ હજાર પૂર્વ |
| ૧૦ | ,, | પ્લક્ષ | , | ૨૫ ,, ,, |
| ૧૧ | ,, | અશોક | ,, | ૨૧ લાખ વર્ષ |
| ૧૨ | વિહારગૃહવન | પાટલા | , | ૧૮ ,, ,, |

| રાજ્યાવસ્થા | દીક્ષા પર્યાય | સર્વાયુષ્ય | ચ્યવન તિથિ |
|---|---|---|---|
| ( ૧૬ ) | ( ૧૭ ) | ( ૧૮ ) | ( ૧૯ ) |
| ૬૩ લાખ પૂર્વ | ૧ લાખ પૂર્વ | ૮૪ લાખ પૂર્વ | આષાઢ વદિ ૪ |
| ૫૩ લાખ પૂર્વ, અને એક પૂર્વાંગ | એક પૂર્વાંગે ન્યૂન ૧ લાખ પૂર્વ | ૭૨ ,, ,, | વૈશાખ સુદિ ૧૩ |
| ૪ પૂર્વાંગ સહિત ૪૪ લાખ પૂર્વ | ૪ પૂર્વાંગ રહિત ૧ લાખ પૂર્વ | ૬૦ ,, ,, | ફાગણુ સુદિ ૮ |
| ૮ પૂર્વાંગ સહિત ૩૬॥ લાખ પૂર્વ | ૮ પૂર્વાંગ રહિત ૧ લાખ પૂર્વ | ૫૦ ,, ,, | વૈશાખ સુદિ ૪ |
| ૧૨ પૂર્વાંગ સહિત ૨૯ લાખ પૂર્વ | ૧૨ પૂર્વાંગ રહિત ૧ લાખ પૂર્વ | ૪૦ ,, ,, | શ્રાવણુ સુદિ ૨ |
| ૧૬ પૂર્વાંગ સહિત ૨૧॥ લાખ પૂર્વ | ૧૬ પૂર્વાંગ રહિત ૧ લાખ પૂર્વ | ૩૦ ,, ,, | માઘ વદિ ૬ |
| ૨૦ પૂર્વાંગ સહિત ૧૪ લાખ પૂર્વ | ૨૦ પૂર્વાંગ રહિત ૧ લાખ પૂર્વ | ૨૦ ,, ,, | ભાદરવા વદિ ૮ |
| ૨૪ પૂર્વાંગ સહિત ૬॥ લાખ પૂર્વ | ૨૪ પૂર્વાંગ ન્યૂન ૧ લાખ પૂર્વ | ૧૦ ,, ,, | ચૈત્ર વદિ ૫ |
| ૨૮ પૂર્વાંગ સહિત ૫૦ હજાર પૂર્વ | ૨૮ પૂર્વાંગ ન્યૂન ૧ લાખ પૂર્વ | ૨ ,, ,, | ફાગણુ વદિ ૯ |
| ૫૦ હજાર પૂર્વ | ૨૫ હજાર પૂર્વ | ૧ ,, ,, | વૈશાખ વદિ ૬ |
| ૪૨ લાખ વર્ષ | ૨૧ લાખ વર્ષ | ૮૪ લાખ વર્ષ | જેઠ વદિ ૬ |
| રાજ્ય કર્યું નથી | ૫૪ લાખ વર્ષ | ૭૨ ,, ,, | જેઠ સુદિ ૯ |

| નંબર | જન્મ તિથિ | દીક્ષા તિથિ | કેવલજ્ઞાન તિથિ | નિર્વાણ તિથિ |
|---|---|---|---|---|
| | ( ૨૦ ) | ( ૨૧ ) | ( ૨૨ ) | ( ૨૩ ) |
| ૧ | ચૈત્ર વદિ ૮ | ચૈત્ર વદિ ૮ | ફાગણ વદિ ૧૧ | માઘ વદિ ૧૩ |
| ૨ | માઘ સુદિ ૮ | માઘ સુદિ ૯ | પોષ સુદિ ૧૨ | ચૈત્ર સુદિ ૫ |
| ૩ | માગશર સુદિ ૧૪ | માગશર સુદિ ૧૫ | કાર્તિક વદિ ૫ | ,, |
| ૪ | માઘ સુદિ ૨ | માઘ સુદિ ૧૨ | પોષ સુદિ ૧૪ | વૈશાખ સુદિ ૮ |
| ૫ | વૈશાખ સુદિ ૮ | વૈશાખ સુદિ ૯ | ચૈત્ર સુદિ ૧૧ | ચૈત્ર સુદિ ૯ |
| ૬ | કાર્તિક સુદિ ૧૨ | કાર્તિક વદિ ૧૩ | ચૈત્ર સુદિ ૧૫ | માગશર વદિ ૧ |
| ૭ | જ્યેષ્ઠ સુદિ ૧૨ | જ્યેષ્ઠ સુદિ ૧૩ | ફાગણ વદિ ૬ | ફાગણ વદિ ૭ |
| ૮ | પોષ વદિ ૧૨ | પોષ વદિ ૧૨ | ફાગણ વદિ ૭ | ભાદરવા વદિ |
| ૯ | માગશર વદિ ૫ | માગશર વદિ ૬ | કાર્તિક સુદિ ૩ | ભાદરવા વદિ ૯ |
| ૧૦ | માઘ વદિ ૧૨ | માઘ વદિ ૧૨ | પોષ વદિ ૧૪ | વૈશાખ વદિ ૨ |
| ૧૧ | ફાગણ વદિ ૧૨ | ફાગણ વદિ ૧૩ | માઘ વદિ ૦)) અમાવાસ્યા | શ્રાવણ વદિ ૩ |
| ૧૨ | ફાગણ વદિ ૧૪ | ફાગણ વદિ ૦)) અમાવાસ્યા | માઘ સુદિ ૨ | અષાઢ સુદિ ૧૪ |

| ચ્યવન નક્ષત્ર | જન્મ નક્ષત્ર | દીક્ષા નક્ષત્ર | જ્ઞાન નક્ષત્ર | નિર્વાણ નક્ષત્ર | દીક્ષા તપ દિવસ | જ્ઞાન તપ દિવસ |
|---|---|---|---|---|---|---|
| ( ૨૪ ) | ( ૨૫ ) | ( ૨૬ ) | ( ૨૭ ) | ( ૨૮ ) | (૨૯) | (૩૦) |
| ઉ આષાઢા | ઉ.આષાઢા | ઉ.આષાઢા | ઉ. આષાઢા | અભિજિત્ | ૨ | ૩ |
| રોહિણી | રોહિણી | રોહિણી | રોહિણી | મૃગશીર્ષ | ૨ | ૨ |
| મૃગશીર્ષ | મૃગશીર્ષ | મૃગશીર્ષ | મૃગશીર્ષ | ,, | ૨ | ૨ |
| અભિજિત્ | અભિજિત્ | અભિજિત્ | અભિજિત્ | પુષ્ય | ૨ | ૨ |
| મઘા | મઘા | મઘા | મઘા | પુનર્વસુ | ૧ | ૨ |
| ચિત્રા | ચિત્રા | ચિત્રા | ચિત્રા | ચિત્રા | ૨ | ૨ |
| અનુરાધા | વિશાખા | અનુરાધા | વિશાખા | મૂળ | ૨ | ૨ |
| અનુરાધા | અનુરાધા | મૈત્રેય | અનુરાધા | શ્રવણ | ૨ | ૨ |
| મૂળ | મૂળ | મૂળ | મૂળ | મૂળ | ૨ | * |
| પૂ આષાઢા | પૂ.આષાઢા | પૂ.આષાઢા | પૂ આષાઢા | પૂ આષાઢા | ૨ | * |
| શ્રવણ | શ્રવણ | શ્રવણ | શ્રવણ | ધનિષ્ઠા | ૨ | ૨ |
| શતભિષા | શતભિષા | શતભિષા | શતભિષા | ઉ ભાદ્રપદા | ૧ | ૧ |

જે જે ખાનામા ફૂલ મૂક્યા છે, તેની વિગતો ત્રિ શ. પુ. ચ માંથી મળી શકી નથી.

| નંબર | નિર્વાણ તપ દિવસ | દીક્ષા સાથ | નિર્વાણ સાથ | દીક્ષા સમય | દીક્ષા શીબિકા | પ્રથમ પારણાનું નગર |
|---|---|---|---|---|---|---|
| | (૩૧) | (૩૨) | (૩૩) | (૩૪) | (૩૫) | (૩૬) |
| ૧ | ૬ | ૪૦૦૦ | ૧૦૦૦૦ | અપરાહ્ણે (બપોર) | સુદર્શના | રાજપુર |
| ૨ | ૩૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ,, | સુપ્રભા | * |
| ૩ | ૩૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ,, | સિદ્ધાર્થા | શ્રાવસ્તિ |
| ૪ | ૩૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ,, | અર્થસિદ્ધા | અયોધ્યા |
| ૫ | ૩૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | પૂર્વાહ્ણે (સવાર) | અભયકરા | વિજયપુર |
| ૬ | ૩૦ | ૧૦૦૦ | ૩૦૮ | અપરાહ્ણે | * | બ્રહ્મસ્થળ |
| ૭ | ૩૦ | ૧૦૦૦ | ૫૦૦ | ,, | મનોહરા | પાટલીખંડ |
| ૮ | ૩૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ,, | મનોરમા | પદ્મખંડપુર |
| ૯ | ૩૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ,, | સુરપ્રભા | શ્વેતપુર |
| ૧૦ | ૩૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ,, | ચંદ્રપ્રભા | રિષ્ટપુર |
| ૧૧ | ૩૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | પૂર્વાહ્ણે | વિમલપ્રભા | સિદ્ધાર્થપુર |
| ૧૨ | ૩૦ | ૬૦૦ | ૬૦૦ | અપરાહ્ણે | પૃથિવી | મહાપુર |

| નંબર | પ્રથમ દેશનાનો વિષય | ગણધર સંખ્યા | યક્ષ | યક્ષિણી |
| --- | --- | --- | --- | --- |
| | ( ૪૨ ) | ( ૪૩ ) | ( ૪૪ ) | ( ૪૫ ) |
| | જ્ઞાન-દર્શન-ચારિત્ર, યતિ ધર્મ, શ્રાવકધર્મનું વર્ણન | ઋષભસેનાદિ ૮૪ | ગોમુખ | અપ્રતિચક્રા |
| ૨ | ધર્મધ્યાનના ચાર પાયાનું | સિંહસેનાદિ | મહાયક્ષ | અજિતબળા |

| પરિવાર સાધુ | પરિવાર સાધ્વી | પરિવાર ચૌદ પૂર્વધર | પરિવાર અવધિજ્ઞાની | પરિવાર મનપર્યવજ્ઞાની |
|---|---|---|---|---|
| ( ૪૬ ) | ( ૪૭ ) | ( ૪૮ ) | ( ૪૯ ) | ( ૫૦ ) |
| ૮૪૦૦૦ | ૩૦૦૦૦૦ | ૪૭૫૦ | ૯૦૦૦ | ૧૨૬૫૦ |
| ૧ લાખ | ૩૩૦૦૦૦ | ૩૭૦૦ | ૯૪૦૦ | ૧૨૪૫૦ |
| ૨ લાખ | ૩૩૬૦૦૦ | ૨૧૫૦ | ૯૬૦૦ | ૧૨૧૫૦ |
| ૩ લાખ | ૬૩૦૦૦૦ | ૧૫૦૦ | ૯૮૦૦ | ૧૧૬૫૦ |
| ૩૨૦૦૦૦ | ૫૩૦૦૦૦ | ૨૪૦૦ | ૧૧૦૦૦ | ૧૦૪૫૦ |
| ૩૩૦૦૦૦ | ૪૨૦૦૦૦ | ૨૩૦૦ | ૧૦૦૦૦ | ૧૦૩૦૦ |
| ૩ લાખ | ૪૩૦૦૦૦ | ૨૦૩૦ | ૮૦૦૦ | ૯૧૫૦ |
| ૨॥ લાખ | ૩૮૦૦૦૦ | ૨૦૦૦ | ૮૦૦૦ | ૮૦૦૦ |
| ૨ લાખ | ૧૨૦૦૦૦ | ૧૫૦૦ | ૮૪૦૦ | ૭૫૦૦ |
| ૧ લાખ | ૧૦૬૦૦૦ | ૧૪૦૦ | ૭૨૦૦ | , |
| ૮૪૦૦૦ | ૧૦૩૦૦૦ | ૧૩૦૦ | ૬૦૦૦ | ૬૦૦૦ |
| ૭૨૦૦૦ | ૧ લાખ | ૧૨૦૦ | ૫૪૦૦ | ૬૧૦૦ |

| નંબર | તીર્થંકરનાં નામ | સમ્યકત્વ પછીની ભવ સંખ્યા (1) | કયા દેવલોકથી આગતિ (2) | પિતાનું નામ (3) |
|---|---|---|---|---|
| ૧૩ | શ્રી વિમલનાથ+ | ૩ | સહસ્રાર | કૃતવર્મા |
| ૧૪ | શ્રી અનંતનાથ+‡ | ૩ | પ્રાણત | સિંહસેન |
| ૧૫ | શ્રી ધર્મનાથ+ | ૩ | વૈજયન્ત | ભાનુ |
| ૧૬ | શ્રી શાંતિનાથ† | ૧૨ | સર્વાર્થસિદ્ધ | અશ્વસેન |
| ૧૭ | શ્રી કુંથુનાથ† | ૩ | ,, | સૂર |
| ૧૮ | શ્રી અરનાથ† | ૩ | નવમું ગ્રૈવેયક | સુદર્શન |
| ૧૯ | શ્રી મલ્લિનાથ¶ | ૩ | વૈજયન્ત | કુંભ |
| ૨૦ | શ્રી મુનિસુવ્રત સ્વામી | ૩ | પ્રાણત | સુમિત્ર |
| ૨૧ | શ્રી નમિનાથ | ૩ | અપરાજિત | વિજય |
| ૨૨ | શ્રી નેમિનાથ* | ૯ | ,, | સમુદ્રવિજય |
| ૨૩ | શ્રી પાર્શ્વનાથ§ | ૧૦ | પ્રાણત | અશ્વસેન |
| ૨૪ | શ્રી મહાવીર સ્વામી§ | ૨૭ | ,, | ઋષભદત્ત) સિદ્ધાર્થ |

+ તીર્થ વિચ્છેદ થયો ‡ બીજું નામ અનંતજિતનાથ છે. † ચક્રવર્તી થયા. ¶ સ્ત્રી તીર્થંકર થયા તે આશ્ચર્ય થયું, જે દિવસે દીક્ષા લીધી તે જ દિવસે કેવળજ્ઞાન થયું. * પરણ્યા નથી, રાજ્ય કર્યું નથી. § રાજ્ય કર્યું નથી

| દીક્ષા ભૂમિ | કેવલજ્ઞાન નગરી | કેવલજ્ઞાન ભૂમિ | જ્ઞાન વૃક્ષ | નિર્વાણ ભૂમિ | કુમાર અવસ્થા |
|---|---|---|---|---|---|
| ( ૧૦ ) | ( ૧૧ ) | ( ૧૨ ) | ( ૧૩ ) | ( ૧૪ ) | ( ૧૫ ) |
| સહસ્રામ્રવણ | કાંપિલ્યપુર | સહસ્રામ્રવણ | જમ્બૂ | સમ્મેતશિખર | ૧૫ લાખ૦ |
| , | અયોધ્યા | ,, | અશોક | , | ૭ાા ,, , |

| જન્મ તિથિ | દીક્ષા તિથિ | કેવલજ્ઞાન તિથિ | નિર્વાણ તિથિ |
|---|---|---|---|
| ( ૨૦ ) | ( ૨૧ ) | ( ૨૨ ) | ( ૨૩ ) |
| માઘ સુદિ ૩ | માઘ સુદિ ૪ | પોષ સુદિ ૬ | આષાઢ વદિ ૭ |
| વૈશાખ વદિ ૧૩ | વૈશાખ વદિ ૧૪ | વૈશાખ વદિ ૧૪ | ચૈત્ર સુદિ ૫ |
| માઘ સુદિ ૩ | માઘ સુદિ ૧૩ | પોષ સુદિ ૧૫ | જ્યેષ્ઠ સુદિ ૫ |
| જ્યેષ્ઠ વદિ ૧૩ | જ્યેષ્ઠ વદિ ૧૪ | પોષ સુદિ ૯ | જ્યેષ્ઠ વદિ ૧૩ |
| વૈશાખ વદિ ૧૪ | વૈશાખ વદિ ૫ | ચૈત્ર સુદિ ૩ | વૈશાખ વદિ ૧ |
| માગશર સુદિ ૧૦ | માગશર સુદિ ૧૧ | કાર્તિક સુદિ ૧૨ | માગશર સુદિ ૧૦ |
| માગશર સુદિ ૧૧ | , , | માગશર સુદિ ૧૧ | ફાગણ સુદિ ૧૦ |
| જ્યેષ્ઠ વદિ ૮ | ફાગણ સુદિ ૧૨ | ફાગણ વદિ ૧૨ | જ્યેષ્ઠ વદિ ૯ |
| શ્રાવણ વદિ ૮ | આષાઢ વદિ ૯ | માગશર સુદિ ૧૧ | વૈશાખ વદિ ૧૦ |
| શ્રાવણ સુદિ ૫ | શ્રાવણ સુદિ ૬ | આસો વદિ ૦)) | આષાઢ સુદિ ૮ |
| પોષ વદિ ૧૦ | પોષ વદિ ૧૧ | ચૈત્ર વદિ ૪ | શ્રાવણ સુદિ ૮ |
| ચૈત્ર સુદિ ૧૩ | માગશર વદિ ૧૦ | વૈશાખ સુદિ ૧૦ | કાર્તિક વદિ ૦)) |

અય પ્રમાણે જ ,ણપક્ષી મહિના આપેના છે, તેથી ગુજરાતી લોકોએ આમ જેમ -આષાઢ વદિ ૭ છે, ત્યા જેઠ વદિ ૭. એવી રીતે બધે ઠેકાણે સમજવું

| ૧૪ન | ચ્યવન નક્ષત્ર | જન્મ નક્ષત્ર | દીક્ષા નક્ષત્ર | જ્ઞાન નક્ષત્ર | નિર્વાણ નક્ષત્ર | દીક્ષા તપ દિવસ |
|---|---|---|---|---|---|---|
| | ( ૨૪ ) | ( ૨૫ ) | ( ૨૬ ) | ( ૨૭ ) | ( ૨૮ ) | ( ૨૯ ) |
| ૧૩ | ઉ.ભાદ્રપદા | ઉ ભાદ્રપદા | * | ઉ ભાદ્રપદા | રેવતી | ૨ |
| ૧૪ | રેવતી | રેવતી | રેવતી | રેવતી | ,, | ૨ |
| ૧૫ | પુષ્ય | પુષ્ય | પુષ્ય | પુષ્ય | પુષ્ય | ૨ |

| નંબર | પ્રથમ પારણાનું નગર | પ્રથમ પારણું કરાવનાર | પ્રથમ પારણાનું અન્ન | છદ્મસ્થાવસ્થા | જ્ઞાનાવસ્થા |
|---|---|---|---|---|---|
| | ( ૩૬ ) | ( ૩૭ ) | ( ૩૮ ) | ( ૩૯ ) | ( ૪૦ ) |
| ૧૩ | ધાન્યકટપુર | જયનૃપ | પરમાન્ન | ૨ વર્ષ | ૨ વર્ષ ન્યૂન ૧૫ લાખ વર્ષ |
| ૧૪ | વર્ધમાનપુર | વિજયનૃપ | ,, | ૩ ,, | ૩ વર્ષ રહિત ૭ લાખ વર્ષ |

| ચૈત્યવૃક્ષની ઊંચાઈ | પ્રથમ દેશનાનો વિષય | ગણધર સંખ્યા | યક્ષ |
|---|---|---|---|
| ( ૪૧ ) | ( ૪૨ ) | ( ૪૩ ) | ( ૪૪ |
| ૭૨૦ ધનુષ્ય | બોધિદુર્લભ ભાવના | મંદરાદિ ૫૭ | ષણ્મુખ |
| ૬૦૦ | લોકભાવના, નવતત્ત્વનું સ્વરૂપ | યશ આદિ ૫૦ | પાતાલ |
| ૫૪૦ „ | મોક્ષનો ઉપાય, કષાયોનું સ્વરૂપ | અરિષ્ટાદિ ૪૩ | કિન્નર |
| ૪૮૦ „ | ઇન્દ્રિયોનો જય કરવા વિષે | ચક્રાયુધાદિ ૩૬ | ગરુડ |
| ૪૨૦ „ | મન શુદ્ધિ | સ્વયંભૂ આદિ ૩૫ | ગન્ધર્વ |
| ૩૬૦ | રાગ દ્વેષ મોહનો જય કરવા વિષે | કુંભાદિ ૩૩ | યક્ષેન્દ્ર |
| ૩૦૦ „ | સામાયિક—સામ્યતા | ભિષગાદિ ૨૮ | કુબેર |
| ૨૪૦ | યતિધર્મ અને શ્રાવકધર્મને યોગ્ય કોણ હોય? | ઇન્દ્રાદિ ૧૮ | વરુણ |
| ૧૮૦ „ | શ્રાવકની કરણી | કુંભાદિ | ભૃકુટિ |

| નંબર | યક્ષિણી | પરિવાર સાધુ | પરિવાર સાધ્વી | પરિવાર ચૌદ પૂર્વધર | પરિવાર અવધિ જ્ઞાની | પરિવાર મન.પર્યવ જ્ઞાની |
|---|---|---|---|---|---|---|
| | ( ૪૫ ) | ( ૪૬ ) | ( ૪૭ ) | ( ૪૮ ) | ( ૪૯ ) | ( ૫૦ ) |
| ૧૩ | વિદિતા | ૬૮૦૦૦ | ૧૦૮૦૦૦ | ૧૧૦૦ | ૪૮૦૦ | ૫૫૦૦ |
| ૧૪ | અંકુશા | ૬૬૦૦૦ | ૬૨૦૦૦ | ૯૦૦ | ૪૩૦૦ | ૪૫૦૦ |

| પરિવાર કેવળજ્ઞાની | પરિવાર વૈક્રિય લબ્ધિવાળા | પરિવાર વાદ લબ્ધિવાળા | પરિવાર શ્રાવક | પરિવાર શ્રાવિકા |
|---|---|---|---|---|
| ( ૫૧ ) | ( ૫૨ ) | ( ૫૩ ) | ( ૫૪ ) | ( ૫૫ ) |
| ૫૫૦૦ | ૯૦૦૦ | ૩૨૦૦ | ૨૦૮૦૦૦ | ૪૩૪૦૦૦ |
| ૫૦૦૦ | ૮૦૦૦ | ૩૨૦૦ | ૨૦૬૦૦૦ | ૪૧૪૦૦૦ |
| ૪૫૦૦ | ૭૦૦૦ | ૨૮૦૦ | ૨૪૦૦૦૦ | ૪૧૩૦૦૦ |
| ૪૩૦૦ | ૬૦૦૦ | ૨૪૦૦ | ૨૯૦૦૦૦ | ૩૯૩૦૦૦ |
| ૩૨૦૦ | ૫૧૦૦ | ૨૦૦૦ | કંઈક ન્યૂન ૧૮૦૦૦૦ | ૩૮૧૦૦૦ |
| ૨૮૦૦ | ૭૩૦૦ | ૧૬૦૦ | ૧૮૪૦૦૦ | ૩૭૨૦૦૦ |
| ૨૨૦૦ | ૨૯૦૦ | ૧૪૦૦ | ૧૮૩૦૦૦ | ૩૭૦૦૦૦ |
| ૧૮૦૦ | ૨૦૦૦ | ૧૨૦૦ | ૧૭૨૦૦૦ | ૩૫૦૦૦૦ |
| ૧૬૦૦ | ૫૦૦૦ | ૧૦૦૦ | ૧૭૦૦૦૦ | ૩૪૮૦૦૦ |
| ૧૫૦૦ | ૧૫૦૦ | ૮૦૦ | ૧૬૯૦૦૦ | ૩૩૯૦૦૦ |
| ૧૦૦૦ | ૧૧૦૦ | ૬૦૦ | ૧૬૪૦૦૦ | ૩૭૭૦૦૦ |
| ૭૦૦ | ૭૦૦ | ૪૦૦ | ૧૫૯૦૦૦ | ૩૧૮૦૦૦ |

| નંબર | નામ | પદવી | પિતાનુ નામ | માતાનુ ના |
|---|---|---|---|---|
| | | ( ૧ ) | ( ૨ ) | ( ૩ ) |
| ૧ | ભરત× | ચક્રવર્તી ૧ | ઋષભદેવ | સુમંગલા |
| ૨ | સગર+ | ,, ૨ | સુમિત્રવિજય | વૈજયન્તી ( યશોમતી ) |
| ૩ | અશ્વગ્રીવ | પ્રતિવાસુદેવ ૧ | મયૂરગ્રીવ | નીલાંજના |

| નગરી (૪) | દેહવર્ણ (૫) | દેહમાન (૬) | આયુષ્ય (૭) | ગતિ (૮) |
|---|---|---|---|---|
| અયોધ્યા | કંચન | ૫૦૦ ધનુષ્ય | ૮૪ લાખ પૂર્વ | મોક્ષ |
| ,, | ,, | ૪૫૦ ,, | ૭૨ ,, ,, | ,, |
| રત્નપુર | શ્યામ | ૮૦ ,, | ૮૪ લાખ વર્ષ | સાતમી નરક |
| પોતનપુર | શ્વેત | ૮૦ ,, | ૮૫ ,, ,, | મોક્ષ |
| ,, | શ્યામ | ૮૦ ,, | ૮૪ ,, ,, | સાતમી નરક |
| વિજયપુર | ,, | ૭૦ ,, | ૭૨ ,, ,, | છઠ્ઠી નરક |
| દ્વારિકા | શ્વેત | ૭૦ ,, | ૭૫ ,, ,, | મોક્ષ |
| ,, | શ્યામ | ૭૦ ,, | ૭૨ ,, ,, | છઠ્ઠી નરક |
| ,, | શ્વેત | ૬૦ ,, | ૬૫ ,, ,, | મોક્ષ |
| ,, | શ્યામ | ૬૦ ,, | ૬૦ ,, ,, | છઠ્ઠી નરક |
| નંદનપુર | ,, | ૬૦ ,, | ૬૦ ,, ,, | ,, |
| દ્વારિકા | શ્વેત | ૫૦ ,, | ૫૫ ,, ,, | મોક્ષ |
| ,, | શ્યામ | ૫૦ ,, | ૩૦ ,, ,, | છઠ્ઠી નરક |
| પૃથ્વીપુર | ,, | ૫૦ ,, | ૩૦ ,, ,, | ,, |

+ સગર, શ્રી અજિતનાથ ભગવાનના સગા કાકાના પુત્ર થાય, અજિતનાથ ભ૦ અને શ્રી મહાવીર સ્વામીનો જીવ.

| नम्बर | नाम | पदवी | पितानुं नाम | मातानुं नाम | नगरी |
|---|---|---|---|---|---|
| | | ( १ ) | ( २ ) | ( ३ ) | ( ४ ) |
| १५ | सुदर्शन | बळदेव ५ | शिव | विजया | अश्वपुर |
| १६ | पुरुषसिंह | वासुदेव ५ | ,, | अम्मका | ,, |
| १७ | निशुंभ | प्रतिवासुदेव ५ | * | * | हरिपुर |
| १८ | मघवx | चक्रवर्ती ३ | समुद्रविजय | भद्रा | श्रावस्ति |
| १९ | सनत्कुमार+ | ,, ४ | अश्वसेन | सहदेवी | हस्तिनापुर |
| २० | शान्तिनाथ भगवान् | , ५ | , | अचिरा | |
| २१ | कुंथुनाथ भगवान् | ,, ६ | शूर | श्री | , |
| २२ | अरनाथ भगवान् | ७ | सुदर्शन | देवी | , |
| २३ | आनंद | बळदेव ६ | महाशिर | वैजयन्ती | चक्रपुर |
| २४ | पुरुष पुंडरिक | वासुदेव ६ | , | लक्ष्मीवती | ,, |
| २५ | बलि | प्रतिवासुदेव ६ | मेघनाद | * | अरिंजय |
| २६ | सुभूम | चक्रवर्ती ८ | कृतवीर्य | तारा | हस्तिनापुर |
| २७ | नन्दन | बळदेव ७ | अग्निसिंह | जयन्ती | वाराणसी |
| २८ | दत्त | वासुदेव ७ | ,, | शेषवती | ,, |
| २९ | प्रह्लाद | प्रतिवासुदेव ७ | * | * | सिंहपुर |

x ५०००० वर्ष दीक्षा पाळी + एक लाख वर्ष दीक्षा पाळी.

| નંબર | દેહવર્ણ (૫) | દેહમાન (૬) | આયુષ્ય (૭) | ગતિ (૮) |
|---|---|---|---|---|
| ૧૫ | શ્વેત | ૪૫ ધનુષ્ય | ૧૭ લાખ વર્ષ | મોક્ષ |
| ૧૬ | શ્યામ | ૪૫ ,, | ૧૦ ,, ,, | છઠ્ઠી નરક |
| ૧૭ | ,, | ૪૫ ,, | ૧૦ ,, ,, | ,, |
| ૧૮ | કંચન | ૪૨॥ ,, | ૫ ,, ,, | સનત્કુમાર (ત્રીજુ દેવલોક) |
| ૧૯ | ,, | ૪૧॥ ,, | ૩ ,, ,, | ,, |
| ૨૦ | ,, | ૪૦ ,, | ૧ ,, ,, | મોક્ષ |
| ૨૧ | ,, | ૩૫ ,, | ૯૫ હજાર વર્ષ | ,, |

| દિગ્વિજય સમય | કોટિ–શિલોત્પાટન | કયા તીર્થંકર ભગવાનના સમયમાં | ક્યા દેવલોકથી આગતિ |
|---|---|---|---|
| ( ૯ ) | (૧૦) | (૧૧) | (૧૨) |
| – | – | શ્રી ધર્મનાથ | સહસ્રાર |
| ૭૦ વર્ષ | * | ,, | ઈશાન |

| નબર | દિગ્વિજય સમય | કોટિ-શિલા ત્પાટન | કયા તીર્થંકર ભગવાનના સમયમા | કયા દેવલોકથી આગતિ |
|---|---|---|---|---|
| | ( ૯ ) | ( ૧૦ ) | ( ૧૧ ) | ( ૧૨ ) |
| ૩૦ | ૩૦૦ વર્ષ | – | શ્રી મુનિસુવ્રતસ્વામી | અચ્યુત |
| ૩૧ | – | – | , | બ્રહ્મલોક |

# जाणवा लायक कंइक

(ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર ઉપરથી)

૧ શ્રી ઋષભદેવ ભગવાનને સુમંગલા અને સુનંદા એ નામની બે પત્નીઓ હતી ભગવાનના જન્મથી લઇને કાઇક ન્યૂન છ લાખ પૂર્વ ગયા બાદ સુમંગલાએ ભરત અને બ્રાહ્મીને જન્મ આપ્યો, તથા સુનંદાએ બાહુબલિ અને સુંદરીને જન્મ આપ્યો ત્યારબાદ અનુક્રમે સુમંગલાએ ૪૯ જોડવે ૯૮ પુત્રોને જન્મ આપ્યો

૨ ત્રીજા આરાના ૮૯ પક્ષ ( પખવાડીયા ) બાકી રહ્યા ત્યારે શ્રી ઋષભદેવ ભગવાન્ મોક્ષે ગયા

૩ શ્રી અજિતનાથ ભગવાન્ અને સગર ચક્રવર્તી એ બ ને સગા કાકા-દાદાના પુત્રો થતા હતા બને સાથે જ એટલે એક જ તિથિએ જન્મ્યા અને એક જ તિથિએ મોક્ષે ગયા

૪ રાવણનું મૃત્યુ જેઠ વદિ ૧૧ ને દિવસે પાછલે પહોરે થયું

૫ ઇન્દ્રજિત, મેઘવાહન, કુભકર્ણ વગેરે મોક્ષે ગયા

૬ જટાયુ ત્રીજે દેવલોકે તથા કૃતાન્તવદન પાચમે દેવલોકે દેવ થયા

૭. ભામંડલ દેવકુરુમાં યુગલીઆ થયા.

૮. હનુમાનજી મોક્ષે ગયા.

૯. લક્ષ્મણજીને ૨૫૦ પુત્રો હતા અને તે બધાએ દીક્ષા લીધી હતી.

૧૦ લવણ ( લવ ) અને અંકુશ મોક્ષે ગયા.

૧૧. રામચંદ્રજીની સાથે ૧૬૦૦૦ રાજાઓએ તથા ૩૭૦૦૦ સ્ત્રીઓએ દીક્ષા લીધી.

૧૨ માઘ સુદિ ૧૨ ની રાત્રિના છેલ્લા પહોરે રામભદ્રજીને (રામચંદ્રજીને) કેવળજ્ઞાન થયું. સર્વજ્ઞપણે પચીશ વર્ષ રહ્યા

૧૩ દશરથના પુત્ર ભરતે એક હજાર રાજાઓની સાથે દીક્ષા લીધી અને તે મોક્ષે ગયા.

૧૪ ભરતની માતા કૈકેયી પણ દીક્ષા લઈ મોક્ષે ગયાં.

૧૫ સીતાએ ૬૦ વર્ષ ઉગ્ર તપ કર્યું અને ૩૩ દિવસનું અણસણ કરીને ૨૨ સાગરોપમના આયુષ્યવાળા અચ્યુતેન્દ્ર થયા.

૧૬. સીતાનો જીવ અચ્યુતેન્દ્રથી ચ્યવીને ભરતક્ષેત્રમાં સર્વરત્નમતિ નામના ચક્રવર્તીપણે થશે, ત્યારે રાવણ અને લક્ષ્મણના જીવો દેવ તથા મનુષ્યના મળીને આઠ ભવો કરીને નવમે ભવે ઉપર્યુક્ત ચક્રવર્તીના ઇન્દ્રાયુધ અને મેઘરથ નામના પુત્રો થશે. પછી સર્વરત્નમતિ ચક્રવર્તી દીક્ષા લઇને વૈજયન્ત વિમાનમાં જશે. ઇન્દ્રાયુધ ( રાવણ ) નો જીવ ત્રણ ભવ કરીને તીર્થંકરનામગોત્ર બાંધીને ત્રીજે ભવે તીર્થંકર

થશે ત્યારે સીતાનો જીવ વૈજયન્તમાથી ચ્યવીને તેમના ગણધર થશે. લક્ષ્મણ (મેઘરથ) નો જીવ શુભ ગતિમા જઇ પુષ્કરાર્ધના પૂર્વ વિદેહમાં રત્નચિત્રા નગરીમાં ચક્રવર્તી થશે અનુક્રમે કોઈ ક્ષેત્રમાં તીર્થંકર થઇને મોક્ષે જશે

૧૭ દેવકીથી શ્રાવણ વદિ આઠમને દિવસે શ્રી કૃષ્ણનો જન્મ થયો

૧૮ મહાવીર સ્વામીના પ્રથમના સાત ગણધરોની સાત વાચનાઓ થઈ, આઠમા નવમા ગણધરની વાચના સદૃશ હોવાથી એક તથા દશમા અગીયારમા ગણધરની વાચના સદૃશ હોવાથી એક, એટલે કુલ અગીયાર ગણધરોની નવ વાચના થઈ.



# चक्रवर्त्तिनी सामान्य ऋद्धि

( ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્રના આધારે )

ચક્રવર્ત્તિના ચૌદ મહારત્નોના નામ—૧ ચક્ર, ૨ દંડ, ૩ અશ્વ, ૪ સેનાપતિ, ૫ પુરોહિત, ૬ ગૃહરત્ન, ૭ વર્ધકિ, ૮ ચર્મ, ૯ મણિ, ૧૦ કાકિણી, ૧૧ ખડ્ગ, ૧૨ હસ્તી. ૧૩ છત્ર, ૧૪ સ્ત્રી આ દરેક રત્ન એક એક હજાર યક્ષોથી સેવાય છે

ચક્રવર્ત્તિના નવ નિધિઓના નામ—૧ નૈસર્પ, ૨ પાડુક, ૩ પિંગલ, ૪ સર્વરત્નક, ૫ મહાપદ્મ, ૬ કાલ, ૭ મહાકાલ, ૮ માણવ, ૯ શખક આ દરેક નિધિઓ એક એક હજાર યક્ષોથી સેવાય છે

૩૨૦૦૦–સ્ત્રીઓ ( જેઓ રાજપુત્રીઓ હોય છે )

૩૨૦૦૦–સ્ત્રીઓ ( જેઓ બધા દેશોની પ્રજાની પુત્રીઓ હોય છે )

૩૨૦૦૦–મુકુટબધી રાજાઓ

૩૨૦૦૦–નાટકોના પેડા–દરેકમા બત્રીશ બત્રીશ પાત્રો હોય છે

૧૬૦૦૦–અગરક્ષક દેવતાઓ

૮૪ લાખ–હાથી

૮૪ લાખ–ઘોડા

૮૪ લાખ–રથ

૯૬ ક્રોડ–પાયદલ.

૩૨૦૦૦–દેશ.

૭૨૦૦૦–મોટાં નગરો

૪૮૦૦૦–પત્તન

૯૯૦૦૦–દ્રોણમુખ ( દ્રોણમુખ––ચારસો ગામોમા મુખ્ય ગામ.)

૨૪૦૦૦–કર્બટ ( કર્બટ–પર્વત વિશેષ અથવા આઠસો ગામોમા મુખ્ય ગામ. )

૨૪૦૦૦–મડબ ( નિવેશ વિશેષ અથવા ધૂળના ગઢથી વિંટાયેલુ ગામ )

૨૦૦૦૦–આકર ( ખાણુ )

૧૬૦૦૦–ખેટ ( ખેડુતના ગામો અથવા નાના ગામો )

૧૪૦૦૦–સંબાધ

કુલ ૯૬ ક્રોડ ગામ

૧૮ શ્રેણિ–પ્રશ્રેણિ

૩૬૩–રસોઇકાર

૪૯–કુરાજ્ય

૫૬–દ્વીપ ગામો



## वासुदेवोनी सामान्य ऋद्धि

(ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્રના આધારે)

વાસુદેવોને ચક્રવર્ત્તિથી અર્ધી ઋદ્ધિ હોય છે

વાસુદેવોના સાત રત્નોના નામ—૧ શાર્ઙ્ગધનુ, ૨ કૌમોદિકી ગદા, ૩ પાંચજન્ય શંખ, ૪ કૌસ્તુભ મણિ, ૫ નન્દક ખડ્ગ, ૬ વનમાલા, ૭ ચક્ર

વાસુદેવોનો રંગ શ્યામ અને પીત વસ્ત્ર તથા ગરુડનું ચિન્હ હોય છે

બલદેવનો રંગ શ્વેત, નીલ વસ્ત્ર અને તાડનું ચિન્હ હોય છે

વાસુદેવ અને પ્રતિવાસુદેવ અવશ્ય નરકે જ જાય

બલદેવ સ્વર્ગે અથવા મોક્ષે જ જાય

પ્રતિવાસુદેવનો વર્ણ શ્યામ જ હોય છે

ચક્રવર્તી મોક્ષે, સ્વર્ગે અને નરકે પણ જાય



## ભરત ચક્રવર્ત્તિનાં ચૌદ રત્નોમાંથી કયાં રત્નો કયાં ઉત્પન્ન થયાં તેની વિગત.

( ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રના આધારે )

ચક્ર, દંડ, ખડ્ગ અને છત્ર—એ ચાર રત્નો પોતાની આયુધ શાળામા ઉત્પન્ન થયા

મણિ, કાકિણી અને ચર્મ—એ ત્રણ રત્નો પોતાના કોશાગાર ( ખજાના ) મા ઉત્પન્ન થયા

હસ્તી અને અશ્વ—એ બે રત્નો વૈતાઢ્ય પર્વતની સીમામા ઉત્પન્ન થયા

સેનાપતિ, પુરોહિત, ગૃહપતિ અને અને વર્ધકિ એ ચાર રત્નો અયોધ્યામા ઉત્પન્ન થયા

સુભદ્રા—એ નામનુ સ્ત્રી-રત્ન, વૈતાઢ્ય પર્વત ઉપર ઉત્તર વિદ્યાધર શ્રેણિના સ્વામી વિનમિનેશ્વર પુત્રીપણે ઉત્પન્ન થયુ

નવ નિધિઓને ગંગા નદીના તટપરથી પ્રાપ્ત કર્યા



सु० प० र० ना पांचमा भागना श्लोकोनी

# अकारादि-अनुक्रमणिका.

# શુદ્ધિ પત્રક.



| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ટ. | પંક્તિ. |
| --- | --- | --- | --- |
| तं | तां | १ | १२ |
| સિહસેન | સિંહસેન | ૭ | ૭ |
| ભૃ કુટિ | ભૃકુટિ | ૮ | ૧૬ |
| નિરોગી | નીરોગી | ૧૩ | ૧૦ |
| ત્રતે | વર્તે | ૧૬ | ૯ |
| દ્વાદશાઙ્ગી | દ્વાદશાઙ્ગી | ૨૫ | ૧૫ |
| दासोद्धरणैदाथिल्यं | दासोद्धरणदौथिल्यं | ૫૮ | ૧૫ |
| જીતાથી | જિતાથી | ૬૧ | ૨૨ |
| चचित्र- | विचित्र- | ૬૨ | ૧૧ |
| ા | છો | ૬૭ | ૧૩ |
| માર્ગના | માર્ગની | ૬૭ | ૨૧ |
| ચોય | હોય | ૭૬ | ૫ |
| -सदृष्टि- | -सद्दष्टि- | ૭૯ | ૧૬ |



## હેમચંદ્ર-વચનામૃત.

આ ગ્રંથ, શ્રીમદ્હેમચંદ્રાચાર્યજીએ રચેલા "શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર" ના દશ પર્વમાંના અનેક વિષયોનાં સુંદર સૂક્તો—કહેવતોની તારવણી રૂપ છે. વિનોદ પ્રસંગે કે સ્વાધ્યાયમાં આવાં સૂક્તો આનંદજનક બને છે, તેમજ ધાર્મિક અને વ્યવહારુ જીવનમાં વિશિષ્ટ અનુભવી બનાવે છે. ઇતિહાસજ્ઞ-શાંતમૂર્તિ-મુનિરાજ શ્રી જયંતવિજયજી મહારાજે આ સૂક્તોને સંગ્રહી તેનો ગૂજરાતી અનુવાદ, વિષયવાર અનુક્રમણિકા અને સુંદર ગેટ-અપ સાથે પ્રકાશિત કરાવેલ છે. પ્રત્યેક મનુષ્યને સંગ્રહવા યોગ્ય આ પુસ્તક છે. કિંમત રૂા ૦-૮-૦

---

## સંસ્કૃત-પ્રાચીન-સ્તવન-સંદોહ.

સંસ્કૃત ભાષામાં સ્તોત્રો અને સ્તવનો ઘણાંય છે. પરંતુ તે ઘણાં મોટાં હોવાને લીધે જનોપયોગી નથી બનતાં પણ આ ખામીને પૂરી કરનારો, સંસ્કૃતનાં નાનાં પણ સુંદર ભાવપૂર્ણ અનુષ્ટુપ્ બદ્ધ શ્લોકોમાં રચાયેલાં ૩૭ પ્રાચીન સ્તવનોનો સંગ્રહ મુનિ મહારાજ શ્રી વિશાળવિજયજીએ સુંદર રીતે સંપાદિત કર્યો છે. આકર્ષક ગેટ-અપ સાથે તે બહાર પડી ગયો છે. કિંમત ૦-૩-૦

## અર્બુદ–પ્રાચીન–જૈન–લેખ–સન્દોહ

આ ગ્રન્થમા આબૂના જૈન મદિરોના પ્રાચીન સર્વ શિલાલેખો, તેનુ ગુજરાતી ભાષાન્તર તથા ઐતિહાસિક ફૂટનોટો આપવામા આવેલ છે પ્રારભમા શિલાલેખો સબધી અનેક પ્રકારની અનુક્રમણિકાઓ આપી ગ્રન્થને ઉપયોગી બનાવવા માટે ઇતિહાસ-પ્રેમી વિદ્વાન્ મુનિરાજ શ્રી જયન્તવિજયજી મહારાજે અત્યત મહેનત લીધી છે પૃષ્ઠ સખ્યા ૭૫૦ સુદર બાઇન્ડીંગ **મૂલ્ય રૂપિયા ત્રણ.**

## ઉત્તરાધ્યયન સૂત્ર

સટીક–ભાગ ૧–૪

કમલસયમી સસ્કૃત ટીકા સાથે પ્રસ્તુત આગમ ગ્રન્થ ઇતિહાસ-પ્રેમી વિદ્વાન્ મુનિરાજ શ્રીજયન્તવિજયજી મહારાજે સુન્દર રીતે એડીટ કર્યો છે આ કમળસયમી ટીકા ઘણી સહેલી અને સુદર છે આમા પ્રાચીન કથાઓનો સગ્રહ પણ સારો છે વ્યાખ્યાન-ઉપદેશને માટે ઉપયોગી છે પ્રત્યેક ભાગનુ **મૂલ્ય સાડા ત્રણ રૂપિયા.**

## સુભાષિત પદ્યરત્નાકર

ભાગ ૧–૨–૩

જુદા જુદા સેકડો વિષયોના હજારો શ્લોકોનો સગ્રહ, ગુજરાતી અનુવાદ અને શ્લોકોના સ્થાનો સાથે, આ સગ્રહમા આપવામા આવેલ છે અત્યાર સુધીમા નિકળેલા અનેક સુભાષિત સગ્રહોમા વિદ્વાનોએ આનુ સ્થાન ગૌથી પહેલુ મૂકયુ છે ઉપદેશકોને માટે તો અત્યન્ત ઉપયોગી છે. વર્ષો સુધી વ્યાખ્યાનો કરવા હોય તો બીજુ પુસ્તક હાથમા લેવાની જરૂર ન પડે. આને જોનારા જોઇ શકશે કે કેટલા પરિશ્રમપૂર્વક આના સપાદક અને અનુવાદક **મુનિરાજશ્રી વિશાળવિજયજીએ** આ ભાગો તૈયાર કર્યા છે ઊંચા ગ્લેઝ કાગળો, ચારસો ચારસો પાનાનો એક એક ભાગ, પાકું કપડાનુ બાઇન્ડીંગ ઉત્તમ છપાઇ અને દરેક રીતે સુદર હોવા છતા કિંમત દરેક ભાગની **માત્ર સવા સવા રૂપિયો છે.** ચોથો ભાગ પણ બહુજ જલદી બહાર પડશે.

## हमारी ग्रंथमाला की संस्कृत पुस्तकें

२ धर्मवियोगमाला — श्री हिमांशुविजयजी — ०—२—०

३ प्रमाणनयतत्त्वालोक — ,, — ०—१४—०
(पं. रामगोपालाचार्यजी कृत टीका युक्त)

८ जयन्त प्रबन्ध (गुजराती भा. युक्त) — ,, — ०—३—०

१९ जैनी सप्तपदार्थी — ,, — ०—५—०

२७ सुभाषितपद्यरत्नाकर भा. १. श्रीविशालविजयजी — १—४—०
(गुजराती भा. युक्त)

३० अर्हत् प्रवचन — श्री विद्याविजयजी — ०—१—०
(गुजराती भा. युक्त)

३१ सुभाषितपद्यरत्नाकर भा. २, श्रीविशालविजयजी — १—४—०
(गुजराती भा. युक्त)

३२ सुभाषितपद्यरत्नाकर भा. ३, श्रीविशालविजयजी — १—४—०
(गुजराती भा. युक्त)

३६ श्रीहेमचंद्रवचनामृत — श्रीजयन्तविजयजी — ०—८—०
(गुजराती भा. युक्त)

३७ श्री पर्वकथासंग्रह — श्रीहिमांशुविजयजी — ०—४—०

३९ श्रीद्वादशव्रतकथा — ,, — ०—८—०

उत्तराध्ययनसूत्र-कमल-संयमी टीका युक्त. भा. ४ प्रत्येक भाग की — श्रीजयन्तविजयजी — ३—८—०

प्रमाणनयतत्त्वालोक प्रस्तावना, श्रीहिमांशुविजयजी ०—३—०

## हमारी ग्रंथमाला के हिन्दी, सिंधी, व अंग्रेजी पुस्तकें।



| | | |
|---|---|---|
| ४ श्रावकाचार | श्री विद्याविजयजी | ०-४ ० |
| ५ विजयधर्मसूरि के वचन कुसुम | ,, | ०-४ ० |
| ७ सेइंग्ज ऑफ विजयधर्मसूरि, डॉ. क्रौझे (Sayings of Vijay Dharma Suri) | | ०-४-० |
| ९ विजयधर्मसूरि अष्टप्रकारी पूजा, श्रीविद्याविजयजी | | ०-४-० |
| १६ एन आइडियल मंक-आदर्श साधु. ए. जे. सुनावाला (An Ideal monk) | | ५-०-० |
| २१ ब्रह्मचर्यदिग्दर्शन. | विजयधर्मसूरि | ०-४-० |
| ३३ मेरी मेवाड यात्रा. | श्री विद्याविजयजी | ०-३-० |
| ३४ सच्चा बनो. | ,, | ०-६-० |
| ३८ अहिंसा. | ,, | ०-२-० |
| ४१ सच्चो राहबर. ( सिंधी ) | पार्वती सो. एडवानी. | भेट |
| ४२ वीर वंदन, ( कविता ) | वीरभक्त | ०-२-० |
| ४३ अहिंसा, ( सिंधी ) | पार्वती सो. एडवानी. | भेट |
| ४४ फुलनमूठ ( सिंधी ) | ,, | भेट |
| ४७ जैन धर्म | श्री विद्याविजयजी | ०-८-० |
| आबू (७५ फोटू के साथ) हिन्दी | श्री जयन्तविजयजी | २-८-० |

मिलनेका पता—

श्री विजयधर्मसूरि जैन ग्रंथमाला

छोटा सराफा, उज्जैन, (माळवा)

## અમારી ગ્રંથમાળાનાં ગુજરાતી પુસ્તકો.

| | |
|---|---|
| ૧ વિજયધર્મસૂરિ સ્વર્ગવાસ પછી | શ્રી વિદ્યાવિજયજી |
| ૬ વિજયધર્મસૂરિના વચન કુસુમો | ” |
| ૧૦ આબૂ (૭૫ ફોટા સાથે) | શ્રી જયન્તવિજયજી |
| ૧૧ વિજયધર્મસૂરિ | ધીરજલાલ શાહ |
| ૧૨ શ્રાવકાચાર. | શ્રી વિદ્યાવિજયજી |
| ૧૩ શાણીસુલસા | ” |
| ૧૪ સમયને ઓળખો ભા ૨ જો | ” |
| ૧૫ સમયને ઓળખો ભા ૧ લો | ” |
| ૧૭ સમ્યક્ત્વ પ્રદીપ. | શ્રી મંગળવિજયજી |
| ૧૮ વિજયધર્મસૂરિ પૂજા | |